પ્રકાશન નં.૫૯૪

وَقَالَ رَبُّكُمُ ادْعُوْنِيْٓ اَسْتَجِبْ لَكُمْ ط (المؤمن ٤٠:٦٠)

# દુઆઓનો અણમોલ ખઝાનો

હુઝૂર (સ.અ.વ.)ની બરકતવંત દુઆઓ, સહાબા (રદિ.), તાબિઈન (રહ.) તથા બુઝુર્ગાને કિરામના ભરોસાપાત્ર અનુભવની રોશનીમાં



માંગતા જા, લેતા જા

પુનરવલોકન

(મવલાના) હસન ભડકોદ્રવી (સા.)



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજ.–ઈન્ડિયા).

પ્રકાશન નં.૫૯૪

બિસ્મિહી તઆલા

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

وَقَالَ رَبُّكُمُ ادۡعُوۡنِیۡۤ اَسۡتَجِبۡ لَكُمۡ ؕ (المؤمن ۴۰:۶۰)

અલ્લાહ તઆલા ફરમાવે છે કે :
તમે મારાથી દુઆ કરતા રહો, હું તમારી દુઆ કબૂલ કરતો રહીશ.
(સૂરએ 'મુઅમિન' : ૬૦)

# દુઆઓનો અણમોલ ખઝાનો

## માંગતા જા, લેતા જા

હુઝૂર (સ.અ.વ.)ની બરકતવંત દુઆઓ, સહાબા (રદિ.), તાબિઈન (રહ.) તથા બુઝુર્ગાને કિરામના ભરોસાપાત્ર અનુભવની રોશનીમાં

: પુનરવલોકન :

(મવલાના) હસન ભડકોદ્રવી (સા.)



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજ.–ઈન્ડિયા).

કિતાબનું નામ : **દુઆઓનો અણમોલ ખઝાનો**

પ્રકાશન નં. : ૫૯૪

પ્રત : ૧૧૦૦

આવૃત્તિ : પહેલી

હિજરી સન : ૧૪૩૬

ઈસવી સન : ૨૦૧૫

કિંમત :



પ્રકાશન વિભાગ :

દારુલ ઉલૂમ ભરૂચ– મહમૂદનગર

મુ.પો. કંથારીઆ, તા.જિ. ભરૂચ.

ગુજરાત-ઈન્ડિયા.

**PUBLICATION DEPARTMENT**

**DARUL ULOOM BHARUCH**

**AT & PO. KANTHARIA-392015**

**TA. & DIST. BHARUCH (GUJ.-INDIA)**

# પ્રસ્તાવના

حَامِدًا وَّمُصَلِّيًا!

મુહતાજી અને જરૂરતમંદી ઈન્સાનની ફિતરત (પ્રકૃતિ)માં દાખલ છે. અલ્લાહ તઆલાએ માનવજાતનું સર્જન કર્યું તો એને હાજતો અને જરૂરતોનું પૂતળું બનાવી દીધું, જેથી માનવજાત સદા હાજતમંદ છે. બેનિયાઝ તો એકમાત્ર અલ્લાહ તઆલા ની જ ઝાત છે :

يٰۤاَيُّهَا النَّاسُ اَنْتُمُ الْفُقَرَآءُ اِلَى اللّٰهِ ۚ
وَاللّٰهُ هُوَ الْغَنِيُّ الْحَمِيْدُ ﴿۱۵﴾ (فاطر ۳۵:۱۵)

અર્થાત્ : હે લોકો ! તમે સૌ અલ્લાહ તઆલાની સામે ફકીર અને મોહતાજ છો. બસ, અલ્લાહ તઆલા જ બેનિયાઝ અને તારીફ ને પાત્ર છે. (સૂરએ 'ફાતિર' : ૧૫)

અલ્લાહ તઆલાએ નેઅમતોની સાથે મુસીબતો પણ પેદા ફરમાવી. માનવી નેઅમતોથી પણ માલામાલ થાય છે અને મુસીબતોમાં પણ ફસાતો રહે છે તથા ડગલે ને પગલે નાની-મોટી હાજતો પણ એને ઘેરી વળે છે. દુનિયાની જેમ આખિરતની પણ ઘટમાળ છે. ત્યાં રાહતો અને નેઅમતો પણ છે તથા હાજતો અને તકલીફો પણ છે. હાજતો અને જરૂરતોને પૂરી કરાવવા, તકલીફોથી હિફાઝત પામવા અને આવેલી મુસીબતોને ટાળવા માટે કેવળ અલ્લાહ તઆલા તરફ જ ધ્યાનમગ્ન થવું જરૂરી છે. તે જ મુસીબતોને દૂર કરી શકે છે. હાજતો અને મુરાદોને પૂરી કરી શકે છે.

નિર્બળ અને લાચાર ઈન્સાન બીજાઓની લાચારીનો ઈલાજ કરી શકતો નથી, જેથી દરેક નાની-મોટી ચીઝનો સવાલ અલ્લાહ તઆલાથી જ કરવો જોઈએ. દુઃખ દર્દ, પરેશાની અને આફતોથી મહફૂઝ રહેવા તેની જ બારગાહ માં હાથ ફેલાવવા જોઈએ. ઈર્શાદે રબ્બાની છે:

ادْعُوْنِيْٓ اَسْتَجِبْ لَكُمْ ط (المؤمن ۴۰:۶۰)

અર્થાત્ : તમે મારાથી દુઆ માંગો, હું તમારી દુઆને કબૂલ કરીશ.

(સૂરએ 'મુઅમિનૂન')

اُجِيْبُ دَعْوَةَ الدَّاعِ اِذَا دَعَانِ لا (البقرہ ۲:۱۸۶)

અર્થાત્ : હું દુઆ કરનારાની દુઆને કબૂલ કરું છું, જ્યારે મારી પાસે દુઆ માંગે છે. (સૂરએ 'બકરહ')

اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً ط (الاعراف ۷:۵۵)

અર્થાત્ : તમે પોતાના પાલનહાર સમક્ષ આજિઝીપૂર્વક તથા ચૂપકીદી થી દુઆ માંગ્યા કરો. (સૂરએ 'અઅ્રાફ')

પોતાની લાચારી અને મોહતાજીને કારણે જ ઈન્સાન દુઆ માટે મજબૂર છે. દુઆ એની અનિવાર્ય જરૂરત છે.

એટલે જયારે બંદો પોતાના હકીકી મઅબૂદથી દુઆ કરે છે, તેનાથી જયારે પોતાની જરૂરતનો સવાલ કરે છે, તો જાણે તે પોતાના મઅબૂદના સર્વ શકિતમાન હોવાનો સ્વીકાર કરે છે અને તેના મુશ્કિલકુશા (વિઘ્નહર્તા), હાજતરવા (જરૂરતોને પૂરી કરનાર) હોવા પર યકીન ધરાવે છે, જેનાથી તે મઅબૂદે બરહકની ગયરત

જોશમાં આવે છે અને તે પોતાના બંદાની દરેક પુકાર પર લબ્બયૂક (હું તારી મદદ માટે હાજર છું) કહે છે અને પોતાની હિકમત તેમજ મસ્લિહતને નજર સમક્ષ રાખીને :

કયાં તો તેની માંગને, તેના માંગવા પ્રમાણે જ પૂરી કરી દે છે

અથવા કોઈ મોટી બલા (આફત)થી મુકિત આપે છે

અથવા તેની દુઆને આખિરત માટે ભંડોળ બનાવી દે છે.

મતલબ કે તેના દ્વારનો ભિખારી કદી ખાલી હાથ રહેતો નથી.

**દર દર ન ફિરો ઈસ દરે રહમત કો છોડ કર,**
**ઈસ દર કા ભિખારી કોઈ મહરૂમ નહીં હૈ.**

હવે આધુનિક તરક્કીના જમાનામાં વિજ્ઞાનના ચાહકોએ પણ દુઆની તા'સીરનો સ્વીકાર કર્યો છે, કારણ કે અનુભવથી આ વાત સાબિત થઈ ચૂકી છે કે કોઈ મુશ્કેલીથી મુકિત મેળવવા માટે એક તદબીર (યુકિત) કદી સફળ થાય છે અને કદી તે જ તદબીર નિષ્ફળ થાય છે. એનું રહસ્ય એ જ છે કે :

જે તદબીરમાં દુઆ અને તવક્કુલ (અલ્લાહ પર ભરોસા)ની બાતિની (આંતરિક) શકિત શામિલ રહી, તે અસરકારક સાબિત થઈ અને જે તદબીર આ બાતિની શકિતથી ખાલી રહી તે એક નિરર્થક તદબીર થઈને રહી ગઈ.

એક દવા એક બીમારના માટે તંદુરસ્તીનો સબબ બની, પરંતુ બીજાના માટે એ જ દવા બિન અસરકારક થઈ ગઈ !

એટલે નિષ્ણાંતોએ માનવું પડયું કે દવાની તા'સીર, દુઆની મુહતાજ હોય છે. દવા ત્યાં સુધી પોતાની અસર દેખાડી શકતી નથી, જયાં સુધી દવાની અસરોનો સર્જનહાર તેનામાં અસરકારકતાની શકિત

પેદા કરી ન દે.

તૂ જો ચાહે ઝરર કુછ ન ઝહર કા ભી,
તૂ જો ચાહે દવા કો ભી બેઅસર કરદે.

દુઆ મુઅમિનનું (અમોઘ) હથિયાર છે. દીનનો સ્થંભ છે. આકાશો અને જમીનોની રોશની છે. (મુસ્તદરકે હાકિમ : ૧:૪૯૨) અલ્લાહ તઆલાની નજીક દુઆથી વધીને કોઈ ચીઝ ઉત્તમ નથી. (મિશ્કાત-તિર્મિઝી). દુઆ ઈબાદતનું તત્ત્વ છે(મિશ્કાત). દુઆ સાંગોપાંગ ઈબાદત છે(તિર્મિઝી). તકદીરને દુઆ સિવાય કોઈ અમલ બદલી શકતો નથી(મિશ્કાત-તિર્મિઝી). જેના માટે દુઆનાં દરવાજા ખૂલી ગયાં, તેના માટે રહમતનાં દરવાજા ખૂલી ગયાં(મિશ્કાત). જે માણસ અલ્લાહ તઆલાથી સવાલ કરતો નથી તો અલ્લાહ તઆલા તેના ઉપર ગુસ્સે થાય છે.(મિશ્કાત-તિર્મિઝી)

બસ, બંદા ને જોઈએ કે અલ્લાહ તઆલાથી જ સવાલ કરે. એનાથી વધીને કોઈ સખી અને દાતા નથી અને તે મહેરબાન છે. એને બધીજ કુદરત છે. દરેક ચીઝનાં ખઝાનાઓ તેનાજ કબજામાં છે.

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપણને દુઆ કરવાનું શીખવ્યું, દુઆના તરીકાઓ સૂચવ્યાં અને દુઆનાં શબ્દો તથા ફઝાઈલ બતાવ્યા. જામિઅ (સર્વગાહી) દુઆઓની તાલીમ દીધી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક ઝબાનેથી નીકળેલી દુઆઓ દુનિયા અને આખિરતની તમામ ભલાઈઓ અને કામિયાબીઓને શામેલ છે. આ સંગ્રહમાં કુર્આન

અને અહાદીસની આવી મા'ષૂરહ દુઆઓને એકત્ર કરવાનો નમ્ર પ્રયાસ કર્યો છે.

આ સંગ્રહમાં અપાયેલી દુઆઓ આધારભૂત, વિશ્વાસપાત્ર અને સર્વગ્રાહી (જામિઅ) છે.

અલ્લાહ તઆલા આ મહેનતને કબૂલ ફરમાવી નજાતનું નિમિત્ત બનાવે અને આપણને સૌને પાબંદીથી દુઆઓ કરવાની તૌફીક અતા ફરમાવે, આમીન !

પ્રકાશન વિભાગ : દારુલ ઉલૂમ ભરૂચ,
મહમૂદનગર, કંથારીઆ
તા.જિ : ભરૂચ (ગુજ. ઈન્ડિયા)



## ધ્યાનમાં રાખવા જેવી બાબતો

દુઆઓમાં :

સહીહ તલફ્ફુઝ (સાચો ઉચ્ચાર)

ઉપયોગની રીત ઉપરાંત

યકીનની કૈફિયતને ઘણી દખલ છે.

દુઆ તે છે, જે દિલથી હોય. દુઆમાં શબ્દોની પાબંદી જરૂરી નથી; બલકે દિલની લગન અને દિલની નમ્રતા જરૂરી છે.

વાચકો ધ્યાનમાં રાખે કે આ વઝાઈફને અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અઝમત અને અકીદા તેમ જ યકીનની સાથે પઢે, કારણ કે દુઆઓની મિસાલ (દૃષ્ટાંત) કમાન જેવી છે, કમાન મજબૂત હશે તો તીર નિશાન ઉપર લાગશે. ઉપરાંત, ગુનાહોથી બચવું એ પ્રથમ શરત છે, કારણ કે ગુનાહોને છોડયા વગર અલ્લાહનાં ખઝાનામાંથી ફાયદો થતો નથી.

## દુઆનો મહાન રુકન

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, "અલ્લાહથી આ હાલતમાં દુઆ કરો કે તમને કબૂલિયતનું યકીન હોય" અને આ વાત યાદ રાખો કે, "અલ્લાહ તઆલા ગાફિલ અને બેપરવાહ દિલની પુકાર કબૂલ કરતો નથી".

## દુઆની કૈફિયત

પોતાના માલિક અલ્લાહથી એવો સંબંધ જોડી દે જેવો સંબંધ બાળક પોતાની માતા સાથે ધરાવે છે કે માતા જ્યારે પણ મારે છે તો બાળક તેની સામે આજિઝી અને મિન્નત (કાલાવાલા), સમાજત (ખુશામત) કરવા લાગે છે અને સતત એવું કરતો રહે છે. અહીં સુધી કે માતા તેને પોતાની છાતીએ વળગાડી લે છે.

## તંગી અને મુફલિસી લાવનાર ખરાબ કામો

'નાફિઉલ ખલાઈક' માં છે કે,

હઝરત સુલયમાન (અલૈ.)એ ફરમાવ્યું કે,

" જે ઘરમાં,

ખયાનત (વિશ્વાસઘાત, બેઈમાની) અને

ચોરી અને

ઝિના (વ્યભિચાર અર્થાત્ પરાયા સ્ત્રી-પુરુષ વચ્ચે અનૈતિક વ્યવહાર)

હોય, તે ઘરમાં બરકત નથી થતી."

હદીષ શરીફમાં છે કે,

જે ઘરમાં

- શરાબ (દારૂ) અને
- તંબૂરો (વાજિંત્ર) અને

- નર્દ (ચોપાટની રમત, સોગઠાબાજીનો ખેલ) હોય, તો તે ઘરવાળાઓની દુઆ કબૂલ થતી નથી અને રહમતના ફરિશ્તા તે ઘરમાં નથી આવતા અને અલ્લાહ તઆલા તે ઘરમાંથી બરકત ઉઠાવી લે છે.

(જે ઘરમાં કૂતરું કે તસવીર હોય તે ઘરમાં પણ રહમતના ફરિશ્તા નથી આવતા.)

હદીષ શરીફમાં છે કે,

**ત્રણ આદમી હંમેશા રોઝીની તંગીમાં ફસાયેલા રહે છે :**

(૧) મા-બાપની નાફરમાની કરનાર અવલાદ,

(૨) પતિ સાથે વિશ્વાસઘાત કરનારી અવરત,

(૩) પાડોશીઓની સાથે બુરો વર્તાવ કરનાર.

**હુઝુરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે નિસ્બત ધરાવનારી બાબતોમાં અજમાવી જોવાની નિય્યતથી બચવું જરૂરી છે.**

કહેવત છે કે "અજમાવેલી બાબતને ફરી અજમાવવી ન જોઈએ." ઉલમાએ ફરમાવ્યું છે કે, "દુઆનું માર્ગદર્શન ખુદ આસમાન અને ઝમીનના માલિકે કર્યું અને તેણે જ કિયામતના દિવસ સુધી કબૂલ કરવાની ઝિમ્મેદારી લીધી છે; પરંતુ એ તે શખ્સના માટે છે જેની નિય્યત દુરુસ્ત હોય અને જેનું બાતિન (દિલ) સહીહ સાલિમ (તંદુરસ્ત) હોય અને જે દુઆની તકઝીબ (ખંડન) કરનારો ન હોય અને જે અજમાવવા માટે દુઆ કરનારો ન હોય.

બેશક, અલ્લાહ તવક્કુલ (ભરોસો) કરનારાઓની સાથે છે અને તે અજમાવી જોનારાઓને રુસ્વા (ફજેત, બદનામ) કરે છે.''

ખુદા કરે આ કિતાબને શોખના હાથોથી લેવામાં આવે, રગબત (લગન)ની આંખોથી વાંચવામાં આવે અને એના ઝરીઆથી આપણાં દિલોમાં અમલના એહસાસની ચિનગારી સળગી ઊઠે !

એહસાસે અમલ કી ચિંગારી
જિસ દિલમેં ફરોઝાં હોતી હૈ
ઉસ લબ કા તબસ્સુમ હીરા હૈ
ઉસ આંખ કા આંસૂ મોતી હૈ

નોંધ : આ તમામ દુઆઓને પૂરા દિલથી અને પૂરા યકીનની સાથે પઢવામાં આવશે તો ઈન્શાઅલ્લાહ જરૂરથી ફાયદો થશે અને જયારે દુઆ માંગે ત્યારે દુઆની આગળ-પાછળ દુરૂદ શરીફ અવશ્ય પઢવું.

• • •



# અનુક્રમણિકા

| ક્રમ | (પ્રકરણ-૨)<br>અલ્લાહ ની પનાહ | પેજ નં. |
|---|---|---|
| ૧ | સફરની યાતનાઓ અને કષ્ટથી અલ્લાહની પનાહ... | 187 |
| ૨ | મરદૂદ શયતાનથી અલ્લાહની પનાહ.............. | 187 |
| ૩ | ગુમરાહીથી અલ્લાહ તઆલાની પનાહ................ | 188 |
| ૪ | સ્ત્રીઓના ફિત્ના અને કબ્રના અઝાબથી............. | 188 |
| ૫ | દરેક ચીજની બુરાઈથી અલ્લાહની પનાહ....... | 189 |
| ૬ | કબ્રનાં અઝાબ અને કબ્રનાં ફિત્નાથી અલ્લાહની પનાહ | 189 |
| ૭ | અલ્લાહ તઆલાનાક્રોધ-કોપથી અલ્લાહની પનાહ | 189 |
| ૮ | આખિરતની ઝિલ્લત (અપમાન)થી અલ્લાહની પનાહ | 190 |
| ૯ | શયતાનના લાવ-લશ્કરથી અલ્લાહની પનાહ...... | 191 |
| ૧૦ | ગામવાળાઓની શરારતોથી અલ્લાહની પનાહ..... | 192 |
| ૧૧ | રોઝી અને દુઆની કબૂલિયતને રોકનારા ગુનાહોથી.... | 192 |
| ૧૨ | આકસ્મિક મોત, સાપના દંશ અને હિંસક પ્રાણીઓથી.... | 193 |
| ૧૩ | ઝિલ્લત-અપમાનથી અલ્લાહની પનાહ....... | 193 |
| ૧૪ | જેલ અને પોલીસની મારપીટથી અલ્લાહની પનાહ... | 194 |
| ૧૫ | દરેક મહિનાની બુરાઈથી અલ્લાહની પનાહ.... | 194 |
| ૧૬ | પાંચ અનિષ્ટો-કુટેવોથી અલ્લાહની પનાહ.... | 195 |
| ૧૭ | મામલાઓની મુઝવણો અને વિટંબણાઓથી..... | 195 |
| ૧૮ | હવાઓ સાથે આવનારીબુરાઈઓથી અલ્લાહની પનાહ | 196 |
| ૧૯ | દુનિયા અને કિયામતની તંગીઓથી અલ્લાહની પનાહ... | 196 |

# અલ્ અસ્માઉલ હુસ્ના

(અલ્લાહ તઆલાનાં સુંદર નામો)

وَلِلّٰهِ الْاَسْمَآءُ الْحُسْنٰى فَادْعُوْهُ بِهَا (الاعراف ٧:١٨٠)

"અને અલ્લાહનાં સર્વશ્રેષ્ઠ નામો છે, જેથી તેને તેમના વડે પુકારો."

[૭ : ૧૮૦, અલ કુર્આન]

وَقَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ لِلّٰهِ تَعَالٰى تِسْعَةً وَّتِسْعِيْنَ اِسْمًا مَنْ اَحْصَاهَا دَخَلَ الْجَنَّةَ وَفِيْ رِوَايَةٍ مَنْ حَفِظَهَا

અલ્લાહ તઆલાના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : "અલ્લાહ તઆલાના નવ્વાણું નામો છે, જે કોઈ તેને શીખે અને તેનો વિર્દ કરે તે જરૂર જન્નતમાં જશે.

બીજી રિવાયતમાં છે કે જે કોઈ તેને મોઢે કરી લેશે તે જરૂર જન્નતમાં જશે." [હદીષ]

اَللّٰهُ جَلَّ جَلَالُهٗ

" અલ્લાહ" તેની પાક ઝાતનું નામ છે અને બીજા નવ્વાણું નામો અલ્લાહની સિફાત અને તેની પાકીનાં નામો છે.

જે કોઈ ઘણી જ અદબથી કાબા શરીફ તરફ મોઢું કરી વુઝૂ સાથે એકાંતમાં બેસી રાત-દિવસમાં ઓછામાં ઓછું ત્રણ વખત આ પાક

નામોને પઢશે અને મનમાં ખ્યાલ કરશે કે જેવી રીતે આ પાક નામો કાગળ પર લખાયેલાં છે તેવાં જ મારા દિલમાં પણ લખાયેલાં છે, આંખો બંધ કરી ઓછામાં ઓછી દસ મિનિટ સુધી આ ખ્યાલ દિલમાં લાવશે અને ત્રણ દિવસ સુધી આ અમલ ચાલુ રાખશે, તો ઈન્શાઅલ્લાહ તેની જિંદગીમાં કદાપિ હિસ્ટીરીયા, લોહી દબાણ, ભય તેમજ હૃદય રોગ થશે નહિ અને કોઈ દુન્યવી ઝાલિમનો ડર રહેશે નહિ તેમજ સર્જનહાર અલ્લાહ તઆલાની મુહબ્બત તેના દિલમાં પેદા થશે. [તિબ્બે રૂહાની]

**આ કિતાબની શરૂઆત ''દલાઈલુલ ખયરાત''ના લેખકે લખેલા અસ્માઉલ હુસ્ના પરથી કરવામાં આવી છે.**

અલ્લાહ તઆલાના પાક નામો બે પ્રકારનાં છે. ''જલાલી'' અને ''જમાલી'' -મહબૂબ અને અરેબિક મૂળાક્ષરો ''અદદ''ની સંખ્યા દર્શાવે છે.)

જયારે કોઈ દુઆ વખતે અલ્લાહ તઆલાના આ પાક નામો પઢે છે ત્યારે તેની દુઆ મકબૂલિયતનો ઝરીઓ બને છે અર્થાત્ તેની દુઆ કબૂલ થાય છે.

દરેક અસ્માઉલ હુસ્ના સાથે ''જલ્લ જલાલુહૂ'' પઢવું.

هُوَاللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ

ભાષાંતર : ''અલ્લાહ તઆલા સિવાય કોઈ સર્જનહાર-મઅબૂદ નથી.''

''જલાલી''

| અર્થ | પ્રકાર | | અરબી |
|---|---|---|---|
| રહમ કરનાર | જમાલી | جل جلاله | اَلرَّحْمٰنُ |
| ઘણો જ દયાળુ | જમાલી | جل جلاله | اَلرَّحِيْمُ |
| સર્વોચ્ચ | જમાલી | جل جلاله | اَلْمَلِكُ |
| પાક | જમાલી | جل جلاله | اَلْقُدُّوْسُ |
| શાંતિ આપનાર | જમાલી | جل جلاله | اَلسَّلَامُ |
| સલામતી આપનાર | જમાલી | جل جلاله | اَلْمُؤْمِنُ |
| રક્ષણ કરનાર | જમાલી | جل جلاله | اَلْمُهَيْمِنُ |
| તાકતવર | જલાલી | جل جلاله | اَلْعَزِيْزُ |
| (ઝબરદસ્ત)બળવાન | જલાલી | جل جلاله | اَلْجَبَّارُ |
| સ્વંય તેજસ્વી | જલાલી | جل جلاله | اَلْمُتَكَبِّرُ |
| સર્જનહાર | જમાલી | جل جلاله | اَلْخَالِقُ |
| જીવન અર્પણ કરનાર | જલાલી | جل جلاله | اَلْبَارِئُ |
| સર્જક | જલાલી | جل جلاله | اَلْمُصَوِّرُ |
| ભૂલો માફ કરનાર | જમાલી | جل جلاله | اَلْغَفَّارُ |
| બધી વસ્તુઓ બનાવનાર | જલાલી | جل جلاله | اَلْقَهَّارُ |
| બધી વસ્તુઓ આપનાર | જમાલી | جل جلاله | اَلْوَهَّابُ |
| પોષણ આપનાર | જમાલી | جل جلاله | اَلرَّزَّاقُ |
| નિર્ણય કરનાર | જમાલી | جل جلاله | اَلْفَتَّاحُ |
| સર્વજ્ઞ | જમાલી | جل جلاله | اَلْعَلِيْمُ |
| રોઝી તંગ કરનાર | જલાલી | جل جلاله | اَلْقَابِضُ |
| રિઝ્ક વધારનાર | જમાલી | جل جلاله | اَلْبَاسِطُ |
| (અભિમાનીને) પતિત કરનાર | જલાલી | جل جلاله | اَلْخَافِضُ |
| સર્વોચ્ચ | જમાલી | جل جلاله | اَلرَّافِعُ |

| | | | |
|---|---|---|---|
| ઈઝઝત આપનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُعِزُّ |
| ઝિલ્લત આપનાર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُذِلُّ |
| બધું સાંભળનાર | જલાલી/જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلسَّمِيْعُ |
| જોનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْبَصِيْرُ |
| તટસ્થ ન્યાયી | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْحَكَمُ |
| ન્યાયી | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْعَدْلُ |
| ઘણીજ ગુપ્ત વાત જાણનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَللَّطِيْفُ |
| બધું જાણનાર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْخَبِيْرُ |
| સહનશીલ | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْحَلِيْمُ |
| મહાન | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْعَظِيْمُ |
| માફી આપનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْغَفُوْرُ |
| ઘણો જ કૃતજ્ઞ | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلشَّكُوْرُ |
| ઘણો જ ઊંચો | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْعَلِيُّ |
| ઘણો જ મહાન | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْكَبِيْرُ |
| રક્ષક | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْحَفِيْظُ |
| રોજી અને તાકાત આપનાર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُقِيْتُ |
| નિભાવનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْحَسِيْبُ |
| યશસ્વી | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْجَلِيْلُ |
| પરોપકારી | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْكَرِيْمُ |
| સંભાળ રાખનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلرَّقِيْبُ |
| દુઆ કબૂલ કરનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُجِيْبُ |
| ક્ષમાશીલ | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْوَاسِعُ |
| શાણો | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْحَكِيْمُ |
| ઘણો જ પ્રેમાળ | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْوَدُوْدُ |
| બુઝુર્ગીવાળો | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمَجِيْدُ |

| | | | |
|---|---|---|---|
| સજીવન કરનાર | જમાલી | جَلّ جَلَالُہٗ | اَلْبَاعِثُ |
| સર્વત્ર હાજર | જમાલી | جَلّ جَلَالُہٗ | اَلشَّهِيْدُ |
| સાચો | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْحَقُّ |
| ભરણપોષણ કરનાર | જમાલી | جَلّ جَلَالُہٗ | اَلْوَكِيْلُ |
| સર્વશક્તિશાળી | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْقَوِىُّ |
| અદ્દશ્ય | જમાલી | جَلّ جَلَالُہٗ | اَلْمَتِيْنُ |
| આશ્રયદાતા–પાલક | જમાલી | جَلّ جَلَالُہٗ | اَلْوَلِىُّ |
| પ્રસંશાપાત્ર | જમાલી | جَلّ جَلَالُہٗ | اَلْحَمِيْدُ |
| હિસાબ રાખનાર | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْمُحْصِىْ |
| સર્જક | જમાલી | جَلّ جَلَالُہٗ | اَلْمُبْدِئُ |
| ફરી સત્તા અર્પણ કરનાર | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْمُعِيْدُ |
| જીવન આપનાર | જમાલી | جَلّ جَلَالُہٗ | اَلْمُحْيِىْ |
| મરણ આપનાર | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْمُمِيْتُ |
| હંમેશા રહેનાર | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْحَىُّ |
| જીવન ટકાવનાર | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْقَيُّوْمُ |
| દરેક ચીજને પામનાર | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْوَاجِدُ |
| સર્વોત્તમ | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْمَاجِدُ |
| ફક્ત એક જ | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْوَاحِدُ |
| એક અને અજોડ | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْاَحَدُ |
| જરૂરિયાત વિનાનો (બેનિયાઝ) | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلصَّمَدُ |
| સર્વશક્તિશાળી | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْقَادِرُ |
| શક્તિશાળી-સર્વસત્તાધીશ | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْمُقْتَدِرُ |
| ઈઝઝત આપનાર | જમાલી | جَلّ جَلَالُہٗ | اَلْمُقَدِّمُ |
| ઝિલ્લત આપનાર | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْمُؤَخِّرُ |
| સૌ પ્રથમ | જલાલી | جَلّ جَلَالُہٗ | اَلْاَوَّلُ |

| | | | |
|---|---|---|---|
| સૌથી છેલ્લો | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْاٰخِرُ |
| સ્પષ્ટ | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلظَّاهِرُ |
| સુષુપ્ત(અપ્રગટ) | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْبَاطِنُ |
| જવાબદારી પૂરી કરનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْوَالِیْ |
| સૌથી ઉચ્ચતર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُتَعَالِیْ |
| સદ્‌વર્તન કરનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْبَرُّ |
| તૌબા કબૂલ કરનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلتَّوَّابُ |
| ઈનામ આપનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُنْعِمُ |
| પક્ષ લેનાર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُنْتَقِمُ |
| માફી આપનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْعَفُوُّ |
| ભલો | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلرَّءُوْفُ |
| સામ્રાજ્યનો માલિક | જલાલી | جَلَّ جَلَالُهٗ | مٰلِكُ الْمُلْكِ |
| પ્રભાવશાળી | જલાલી | جَلَّ جَلَالُهٗ | ذُوالْجَلَالِ وَالْاِكْرَامِ |
| પાલનહાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلرَّبُّ |
| ન્યાયી | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُقْسِطُ |
| સંયોજક-ભેગા કરનાર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْجَامِعُ |
| જરૂરિયાતોથી મુક્ત | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْغَنِیُّ |
| જરૂરિયાતો પૂરી કરનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُغْنِیْ |
| અર્પણ કરનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمُعْطِیْ |
| અવરોધક-અટકાવનાર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْمَانِعُ |
| નુકસાનની કુદરત ધરાવનાર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلضَّارُّ |
| નફો આપનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلنَّافِعُ |
| રોશની | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلنُّوْرُ |
| માર્ગદર્શન આપનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْهَادِیْ |

| | | | |
|---|---|---|---|
| કરામત કરનાર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْبَدِيْعُ |
| સદા બાકી રહેનાર | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلْبَاقِیْ |
| સર્વનો આધાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلْوَارِثُ |
| સદ્‌ગુણ અને દયાને ચાહનાર | જમાલી | جَلَّ جَلَالُهٗ | اَلرَّشِيْدُ |
| ઘણો જ સહનશીલ | જલાલી | جَلَّ جَلَالُهٗ | اَلصَّبُوْرُ |



**મા પરવરૈમ દુશ્મન, મા કુશ્તૈમ દોસ્ત**
**કસ રા રસદ ન ચૂં વ ચિરા, દર કઝાએ મા**

અર્થ : અમે દુશ્મનનું પાલન–પોષણ કરીએ છીએ, અને દોસ્તને મરણ–શરણ કરીએ છીએ. કોઈને અમારી કઝા અને કુદરતમાં ચંચૂપાત કરવાનો હક પહોંચતો નથી.

તે બેનિયાઝ અને નિઃસ્પૃહ બાદશાહ છે.



# سُبْحَانَ اللّٰهِ



# اَللّٰهُ اَكْبَرُ

# પ્રકરણ-૧

## દરેક ઈમાનવાળા મર્દો, ઔરતો અને બાળકો માટે યકીની ફાયદાવાળી ઘણી જ મુબારક દુઆઓ

[૧]

### દરેક વખતે, દરેક પ્રકારનાં બુરા બનાવથી હિફાઝત (સુરક્ષા)ની દુઆ

بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اِسْمِهٖ شَىْءٌ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ط

અર્થ : હું તે અલ્લાહના નામથી [સવાર અને સાંજ (પસાર) કરું છું] જેના નામની બરકતથી જ જમીન અને આસમાનમાં કોઈ પણ વસ્તુ નુકસાન નથી કરી શકતી અને તે જ સાંભળનાર અને જાણનાર છે.

ફઝીલત : હઝરત અબાન બિન ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે મેં મારા વાલિદ (પિતા)ને આ કહેતા સાંભળ્યા કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : " જે બંદો દરરોજ સવાર–સાંજ ત્રણ વખત આ દુઆ પઢે તો તેને દિવસ–રાતમાં કોઈ પણ વસ્તુ નુકસાન નથી પહોંચાડી શકતી. (ઝમાનાના બુરા બનાવોથી તે મહફૂઝ–સુરક્ષિત રહેશે.)" (મિશ્કાત, અબૂદાઉદ, તિર્મિઝી)

[૨]

## કોઈ વસ્તુ નુકસાન પહોંચાડી શકશે નહિ

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ ط

અર્થ : હું અલ્લાહ તઆલાના કામિલ યા સંપૂર્ણ કલિમાત દ્વારા તેની મખ્લૂકની બુરાઈથી પનાહ ચાહું છું.

ફઝીલત : હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે એક સજ્જન નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે, હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ગઈ રાતે વીંછીના કરડવાથી મને ઘણી તકલીફ થઈ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જો તમે સાંજના સમયે આ દુઆ પઢી લેત તો તમને તકલીફ ન પહોંચાડત. (મુસ્લિમ શરીફ)

[૩]

## જાનમાલ અને પરિવારની હિફાઝત માટેનો અમલ

بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِيْ وَنَفْسِيْ وَوَلَدِيْ وَاَهْلِيْ وَمَالِيْ ط

અર્થ : અલ્લાહ તઆલાના નામની બરકત થાય મારા દીનધર્મ, મારી જાન, મારી અવલાદ, મારા પરિવારજનો અને મારા માલ પર.

ફઝીલત : એક સહાબી (રદિ.)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને પોતાની જાન, પોતાની અવલાદ, પોતાના પરિવારજનો અને પોતાના માલ વિશે (સદા)

ભય રહ્યા કરે છે. આપે ઈરશાદ ફરમાવ્યો : સવાર–સાંજ આ દુઆ પઢી લો.

થોડા દિવસ પછી આ સહાબી આવ્યા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું : હવે શું હાલ છે ? અરજ કરી : કસમ છે તે ઝાતની, જેણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સાચા દીનની સાથે નબી બનાવીને મોકલ્યા છે, મારો બધો જ ખૌફ દૂર થઈ ગયો છે. (કન્ઝુલ ઉમ્માલ : ૨/૨૩૬)

[૪]

## ઘરવાળાઓ અને માલની હિફાઝત તથા મકસદમાં કામિયાબીની દુઆ

بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

અર્થ : હું અલ્લાહના નામની મદદથી પોતાના બહાર નીકળવાની શરૂઆત કરું છું અને પોતાની બધી જ વસ્તુઓને અલ્લાહ તઆલાને હવાલે કરું છું અને કોઈપણ પ્રકારની નેકી કરવાની અને ગુનાહોથી દૂર રહેવાની તાકાત અને શકિત અલ્લાહ તઆલાની તવફીક વગર પ્રાપ્ત થઈ શકતી નથી.

ફઝીલત : હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે આપ અલયહિસ્સલાતુ વસ્સલામએ ઈર્શાદ ફરમાવ્યો : " જે માણસ ઘરથી નીકળતી વખતે આ દુઆ પઢે :

بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

તો ફરિશ્તાઓ મારફતે અલ્લાહ તઆલાના તરફથી તેને આ ખુશખબરી સંભળાવવામાં આવે છે કે તે "તવક્કુલ" (શ્રદ્ધા)ની બરકતથી તારી કિફાયત (અર્થાત્ પરિવારની સુરક્ષા વગેરે) કરવામાં આવી અને તેને દરેક પ્રકારની તકલીફ આપનારી વસ્તુઓથી બચાવી લેવામાં આવ્યો. વળી, શયતાન પણ તેનાથી દૂર થઈ જાય છે.

('તિરમિઝી શરીફ' : ૨/૧૮૧)

[૫]

## ઔરતો અને બાળકો માટે હિફાઝતની દુઆ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ. مَا شَآءَ اللّٰهُ كَانَ وَمَا لَمْ يَشَا لَمْ يَكُنْ. أَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ وَّاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِكُلِّ شَيْءٍ عِلْمًا ط

અર્થ : હું અલ્લાહ તઆલાની પાકી અને વખાણ બયાન કરું છું, અલ્લાહ તઆલાના સિવાય કોઈ પણ નેકી કરવાની તાકાત આપવાવાળો નથી, જે અલ્લાહે ચાહ્યું તે થયું અને જે અલ્લાહે ન ચાહ્યું તે ન થયું. મને યકીન છે કે, અલ્લાહ તઆલા દરેક કામ પર શકિતમાન છે અને અલ્લાહના ઈલ્મે દરેક વસ્તુને ઘેરી લીધેલ છે.

ફઝીલત : અબૂ દાવૂદ શરીફમાં છે કે, એક સહાબિય્યહ (રદિ.) જે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બાળકોની ખિદમત કર્યા કરતાં હતાં, એમનાથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાહિબઝાદીથી

રિવાયત બયાન કરવામાં આવી છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને શીખવ્યું હતું કે, સવારમાં આ (ઉપરોકત) અલફાઝ સાથે દુઆ માંગ્યા કરો. બેશક, જે એ પ્રમાણે દુઆ માંગે, સાંજ સુધી એની હિફાઝત થશે અને જે સાંજે એ શબ્દોની સાથે દુઆ માંગે, એની સવાર સુધી હિફાઝત કરવામાં આવશે. (અબૂ દાવૂદ ૨/૬૯૨)

એટલા માટે અવરતો અને બાળકોએ તો ઉપરની દુઆ સવાર-સાંજ જરૂર પઢી લેવી જોઈએ.

[૬]

## સવાર-સાંજ માંગવાની મુબારક દુઆ

اَللّٰھُمَّ فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ عَالِمَ الْغَیْبِ وَالشَّھَادَةِ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ اَنْتَ رَبَّ کُلِّ شَیْءٍ وَّمَلِیْکَهٗ اَعُوْذُ بِکَ مِنْ شَرِّ نَفْسِیْ وَمِنْ شَرِّ الشَّیْطٰنِ وَشِرْکِهٖ وَاَنْ اَقْتَرِفَ عَلٰی نَفْسِیْ سُوْءً اَوْ اَجُرَّهٗ اِلٰی مُسْلِمٍ ط

અર્થ : “ હે અલ્લાહ ! હે આસમાનો અને જમીનોને પેદા કરવાવાળા ! હે ઝાહિર અને બાતિનને જાણવાવાળા ! તારા સિવાય કોઈ મા'બૂદ નથી. હે દરેક ચીજના રબ અને એના માલિક અને પરવરદિગાર ! હું તારી પનાહ લઉં (ચાહું) છું પોતાના નફસના મક્ર (ફરેબ) અને શયતાનના શરથી અને એ વાતથી કે તે મને શિર્કમાં મુબ્તલા કરી દે અને એ વાતથી કે હું ખુદ કોઈ બુરાઈ કરું અથવા

કોઈ બીજા મુસલમાનને એમાં મુબ્તલા (શામિલ) કરું.''

(તિરમિઝી : ૨/૧૯૩, અદઅ્વાત)

ફઝીલત : હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.)એ ફરમાવ્યું : હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને એવી દુઆ બતાવી દો, જેને હું સવાર–સાંજ માંગતો (પઢતો) રહું. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોકત દુઆ પઢવાનો હુકમ ફરમાવ્યો. (તિરમિઝી : ૨/૧૯૩, અદઅ્વાત)

[૭]

## કોઈ ખાસ માણસ, જૂથ અને ઝાલિમ બાદશાહના ખૌફના સમયે પઢવાની ચાર દુઆઓ

**(૧) જો કોઈ માણસથી (કોઈ પ્રકારનો) ખૌફ-ડર હોય તો આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اكْفِنَاهُ بِمَا شِئْتَ ط

અર્થ : હે અલ્લાહ ! તું અમને એ માણસથી બચાવ, જેવી રીતે તું ચાહે. (કન્ઝુલ ઉમ્માલ : ૨/૧૬૯, અઝકાર, ફઝાઈલે સૂ. નિસાઅ્)

અમુક વખતે માણસ અચાનક કોઈ રસ્તે ફસાઈ જાય છે અને આગળ આવવા પછી માલૂમ પડે છે કે, અહિંયા તો ભય છે તો એ વખતે પણ આ દુઆ પઢવી જોઈએ.

**(૨) કોઈ ખાસ ફોજ અથવા લશ્કર અથવા દુશ્મનથી ભય હોય તો આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اِنَّا نَجْعَلُكَ فِىْ نُحُوْرِهِمْ
وَنَعُوْذُبِكَ مِنْ شُرُوْرِهِمْ ط

અર્થ : હે અલ્લાહ ! અમે તને એમના મુકાબલામાં (પોતાના માટે) બચાવ–ઢાલ બનાવીએ છીએ અને એની બુરાઈઓથી તારી પનાહ ચાહીએ છીએ.

(અબૂ દાવૂદ : ૧૫૩૮, અસ્સલાત મા યકૂલુર્રજુલુ ઈઝા ખાફ કવ્મન)

**(૩) જો કોઈને બાદશાહ, હાકિમ અથવા કોઈ ઝાલિમ અને જાબિર માણસ યા કૌમથી ભય હોય તો ત્રણ વખત આ દુઆ પઢે :**

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ مِنْ خَلْقِهٖ جَمِيْعًا اَللّٰهُ اَعَزُّ مِمَّا اَخَافُ وَاَحْذَرُ، اَعُوْذُ بِاللّٰهِ الْمُمْسِكِ السَّمَاوَاتِ السَّبْعِ اَنْ يَّقَعْنَ عَلَى الْاَرْضِ اِلَّا بِاِذْنِهٖ مِنْ شَرِّ عَبْدِكَ فُلَانٍ وَّجُنُوْدِهٖ وَاَتْبَاعِهٖ وَاَشْيَاعِهٖ مِنَ الْجِنِّ وَالْاِنْسِ اِلٰهِىْ كُنْ لِّىْ جَارًا مِّنْ شَرِّهِمْ وَجَلَّ ثَنَاؤُكَ وَعَزَّ جَارُكَ وَتَبَارَكَ اسْمُكَ وَلَآ اِلٰهَ غَيْرُكَ ط

અર્થ : અલ્લાહ સૌથી મોટો છે, અલ્લાહ પોતાની તમામ મખ્લૂકથી વધારે તાકતવર (અને ગાલિબ) છે. અલ્લાહ એનાથી પણ વધારે તાકતવર (અને ગાલિબ) છે, જેનો મને ડર છે અને જેનાથી હું

ડરી રહ્યો છું. હું તે અલ્લાહની પનાહ લઉં છું, જેના સિવાય કોઈ માબૂદ નથી અને જેણે પોતાના હુકમના સિવાય આસમાનને જમીન પર પડવાથી રોકી રાખ્યું છે (અને હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું) તારા ફલાણા બંદાથી અને એની ફૌજ અને લશ્કરથી અને એના નોકરો અને ખિદમતગુઝારોના શરથી–ચાહે તે જિન્નાત હોય યા ઈન્સાન, હે અલ્લાહ ! તું એ બધાના શર–નુકસાનથી મને પનાહ દેવાવાળો બની જા. તારી તારીફ અને વખાણ ઘણા મોટા છે–તું જ વખાણને લાયક છે–અને તારાથી પનાહ લેવાવાળા (હંમેશા) ગાલિબ હોય છે અને તારા સિવાય કોઈ પણ ઈબાદતને લાયક નથી.

(મજમઉઝ્ ઝવાઈદ : ૧૦/૨૧૯, અલ અદઈય્યહ,
મા યકૂલુ ઈઝા ખાફ સુલ્તાનન્ : ૧૮૪૪૮)

## (૪) અને આ દુઆ પણ પઢે :

اَللّٰهُمَّ اِلٰهَ جِبْرَئِيْلَ وَمِيْكَائِيْلَ وَاِسْرَافِيْلَ وَاِلٰهَ اِبْرَاهِيْمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ عَافِنِيْ وَلَا تُسَلِّطَنَّ اَحَدًا مِّنْ خَلْقِكَ عَلَيَّ بِشَيْءٍ لَّا طَاقَةَ لِيْ بِهٖ ط

અર્થ : હે અલ્લાહ ! હે જિબ્રઈલ અને મીકાઈલ અને ઈસ્રાફીલના મા'બૂદ ! અને ઈબ્રાહીમ, ઈસ્માઈલ અને ઈસ્હાક (અલયહિમુસ્સલાતુ વસ્સલામ)ના મા'બૂદ ! તું મને આફિયત દે અને મારા ઉપર પોતાની મખ્લૂકમાંથી કોઈને પણ એવી ચીજના સાથે મુસ્સલત ન કર, જેને (દફે-દૂર કરવા યા બરદાશ્ત કરવા)ની મારામાં શકિત નથી.''

(હિસ્ને હસીન : ૩૨૩, બાદશાહ યા ઝાલિમકે ખૌફકે વકત કી દુઆ)

[૮]

## દુશ્મનના ત્રાસથી હિફાઝતની દુઆ

اَللّٰھُمَّ اِنَّا نَجْعَلُکَ فِیْ نُحُوْرِھِمْ
وَنَعُوْذُبِکَ مِنْ شُرُوْرِھِمْ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! અમે આ (દુશ્મનો)ના મુકાબલામાં તને ઢાલ બનાવીએ છીએ અને એમની શરારતોથી તારી પનાહ માંગીએ છીએ.

ફઝીલત : હદીષે પાકમાં છે : જો કોઈ માણસ કોઈ શરીર (તોફાની) કોમથી પરેશાન થઈ જાય તો એવા સમયે ઉપર જણાવેલ દુઆ પઢયા કરે. જેથી હઝરત અબૂ મૂસા (રદિ.)થી રિવાયત છે : રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જયારે કોઈ કોમના તરફથી નુકસાન પહોંચવાનો ભય (ડર,બીક) પૈદા થતો તો એવા સમયે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે પણ આ દુઆ પઢયા કરતા હતા. (અબૂ દાવૂદ ૧/૨૧૫, હદીષ નં : ૧૫૩૭)

[૯]

## દુશ્મન પર ગલબો (વર્ચસ્વ) મેળવવાનો નુસખો

يَا مٰلِكِ يَوْمِ الدِّيْنِ ۝
اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ ۝

અર્થ : હે તે (અલ્લાહ) જે રોઝે જઝા (કિયામતના દિવસ)નો માલિક છે. અમે આપની જ ઈબાદત કરીએ છીએ અને આપથી જ દરેક કામમાં મદદ માંગીએ છીએ.

['હયાતુસ્સહાબા' : ૩/૬૦૨, 'નુઝૂલુલ્ અબરાર' : ૨૬૦]

[૧૦]

## દુશ્મનની નઝરથી ગુપ્ત રહેવાનો એક અજમાવેલ નુસખો

(١) أُولٰٓئِكَ الَّذِيْنَ طَبَعَ اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ وَسَمْعِهِمْ وَاَبْصَارِهِمْ ۚ (النحل ١٦:١٠٨)

(٢) اِنَّا جَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ وَفِيْٓ اٰذَانِهِمْ وَقْرًا ؕ (الكهف ١٨:٥٧)

(٣) اَفَرَءَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوٰىهُ وَاَضَلَّهُ اللّٰهُ عَلٰى عِلْمٍ وَّخَتَمَ عَلٰى سَمْعِهٖ وَقَلْبِهٖ وَجَعَلَ عَلٰى بَصَرِهٖ غِشٰوَةً ؕ (الجاثية ٤٥:٢٣)

ફઝીલત : હઝરત કઅબ (રદિ.) ફરમાવે છે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે મુશ્રિકોની આંખોથી અદશ્ય થવા માંગતા તો કુર્આને કરીમની ઉપર જણાવેલ ત્રણ આયતો પઢી લેતા. તેની બરકતથી કાફિરો (દુશ્મન) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઈ શકતા ન હતા.

ઈમામ કુર્તુબી (રહ.) ફરમાવે છે કે હઝરત કઅબ (રદિ.) વાળી ત્રણેય આયતોની સાથે સૂરએ 'યાસીન'ની તે આયત પણ શામિલ કરી લેવામાં આવે, જેને હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મક્કા મુઅઝ્ઝમાથી હિજરત ફરમાવતા સમયે પઢી હતી, જયારે કે મક્કાના મુશ્રિકોએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મકાનને ઘેરી લીધું હતું, તો તે સમયે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પઢીને તેમના પર માટી નાખતા નાખતા બધાંની સામેથી તશરીફ લઈ ગયા હતા અને કોઈ પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોઈ શક્યું ન હતું :

وَجَعَلْنَا مِنْ بَيْنِ أَيْدِيهِمْ سَدًّا وَمِنْ خَلْفِهِمْ سَدًّا فَأَغْشَيْنَاهُمْ فَهُمْ لَا يُبْصِرُونَ ۝٩ (يٰسٓ ٣٦:٩)

('તફસીરે કુર્તુબી' : ૧૦/૨૨૧, 'મઆરિફુલ્ કુર્આન' : ૪૯૧, પારહ : ૧૫, રુકૂઅ : ૫, સૂરહ : 'બની ઈસરાઈલ')

## અનુભવ

## શરીરથી શરીર સ્પર્શતા રહ્યા, છતાં દુશ્મનો પકડી શકયા નહિ

હઝરત ઈમામ ષઅ્લબી (રહ.) ફરમાવે છે : હઝરત કઅબ (રદિ.)થી જે રિવાયત નકલ કરવામાં આવી છે, મેં તે રિવાયત "રય્" જે પ્રખ્યાત શહેર છે તેના એક રહેવાસીને બતલાવી. સંજોગવશાત દયલમ (ઈરાક)ના કાફિરોએ તેની ધરપકડ કરી

લીધી. થોડી મુદત તે તેમની કેદમાં રહ્યો. એક દિવસ મોકો જોઈને ભાગી ગયો. તે લોકોએ પકડવા માટે તેનો પીછો કર્યો, પરંતુ તેણે પણ ભાગતાં ભાગતાં હઝરત કઅબ (રદિ.)ની બતાવેલી ઉપર જણાવેલ આયતો પઢવાનું શરૂ કરી દીધું. પરિણામ આ થયું કે દુશ્મનોની આંખો પર એવો પર્દો પડી ગયો કે તેઓ તેને જોઈ શકયા નહિ. સ્થિતિ એ હતી કે તે પોતાના દુશ્મનોની સાથે સાથે એવા મળીને ચાલી રહ્યા હતા કે કયારેક કયારેક એક બીજાનાં કપડાં પણ આપસમાં લાગી જતાં હતાં.

[૧૧]

## કેદ અને બંધનમાંથી મુકિત અપાવનારી દુઆ

لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط

અર્થ : ઈબાદત કરવાની અને ગુનાહોથી બચવાની શકિત તે અલ્લાહ તઆલાની તવફીકના વગર શકય નથી, જે અત્યંત બુલંદ અને બાલા (ઉચ્ચતમ) છે. (તફસીર ઈબ્ને કષીર':૫/૩૭૬,'મઆરિફુલ કુર્આન': ૮/૪૮૭)

[૧૨]

## રંજગમ અને વિકટ સમસ્યાથી છુટકારો મેળવવાની દુઆ

હઝરત માલિક અરજઈ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જ્યારે તમે ગમગીન, ચિંતાતૂર અને પરેશાન થઈ જાઓ, તો આ દુઆ પઢયા કરો :

حَسْبِيَ اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ ط

હસ્બિયલ્લાહુ વ નિઅ્મલ વકીલ.

અર્થ : મારા માટે અલ્લાહ કાફી છે અને તે જ બેહતરીન કારસાઝ (કાર્યસાધક) છે. ('ઈબ્નુસ્સુન્ની' : ૧૨૬, 'અદુઆઉલ મસ્નૂન' : ૪૨૯)

હઝરત ઔફ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે, જ્યારે તમારા પર કોઈ મામલો ગાલિબ આવી જાય (એટલે કે કોઈ પરેશાન કરનારી અને મુંઝવણકારક સમસ્યા ઉપસ્થિત થઈ જાય) તો "હસ્બિયલ્લાહુ વ નિઅ્મલ વકીલ" પઢો. ('અબૂ દાવૂદ' : ૫૧૧, 'નસાઈ' કૃત અ-મલુલ યવ્મિ વલ્ લયલહ....બિ સનદિન્ હસન, અદુઆઉલ મસ્નૂન : ૩૬૫)

ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઝયનબ (રદિ.) અને ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, હઝરત ઝયનબ (રદિ.)એ ગર્વપૂર્વક ફરમાવ્યું કે, મારા નિકાહ તો ખૂદ અલ્લાહ તઆલાએ કરી દીધાં છે અને તમારા નિકાહ તો તમારા વાલી-વારસોએ કર્યા છે. હઝરત આઈશા સિદ્દીકહ (રદિ.)એ ફરમાવ્યું કે, મારી બરાઅત (નિર્દોષતા) અને પાકીઝગીની આયતો અલ્લાહ તઆલાએ આકાશથી પોતાના કલામે પાક કુર્આન મજીદમાં ઉતારી છે. હઝરત ઝયનબ (રદિ.)એ આ હકીકતનો સ્વીકાર કરી લીધો અને પૂછયું : વારું, એ તો બતાવો કે તમે હઝરત સફવાન બિન મુઅત્તલ (રદિ.)ની સવારી પર સવાર થતી વખતે શું પઢયા હતાં ? હઝરત આઈશા સિદ્દીકહ (રદિ.)એ ફરમાવ્યું : "હસ્બિયલ્લાહુ વ નિઅ્મલ વકીલ." આ સાંભળી અમ્માજી હઝરત ઝયનબ (રદિ.)એ ફરમાવ્યું : તમે અલ્લાહવાળાઓનો કલિમહ પઢયા હતાં (જેમ કે, કુર્આનમાં ઈરશાદ છે :

وَقُلْ حَسْبِيَ اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ ط

" વ કુલ્ હસ્બિયલ્લાહુ વ નિઅ્મલ વકીલ." અને હે મુહમ્મદ (સ.અ.વ) આપ ફરમાવી આપો કે : અલ્લાહ જ અમને કાફી છે અને તે જ બેહતરીન કારસાઝ છે). ('તફસીરે ઈબ્ને કષીર' : પારહ , ૪/૫૨)

[૧૩]

## સફરમાં ખુશહાલી મેળવવાની દુઆ

(١) قُلْ يٰٓاَيُّهَا الْكٰفِرُوْنَ ۝ (الكفرون ١:١٠٩)

(٢) اِذَا جَآءَ نَصْرُ اللّٰهِ وَالْفَتْحُ ۝ (النصر ١:١١٠)

(٣) قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۝ (الاخلاص ١:١١٢)

(٤) قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ۝ (الفلق ١:١١٣)

(٥) قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ۝ (الناس ١:١١٤)

(૧) 'કુલ યા અય્યુહલ્ કાફિરૂન' [પારહ : ૩૦, સૂરએ 'કાફિરૂન']

(૨) 'ઈઝા જા-અ નસ્રુલ્લાહ' [પારહ : ૩૦, સૂરએ 'નસ્ર']

(૩) 'કુલ હુ-વલ્લાહુ અહદ' [પારહ : ૩૦, સૂરએ 'ઈખ્લાસ']

(૪) 'કુલ અઊઝુ બિ–રબ્બિલ્ ફલક' [પારહ : ૩૦, સૂરએ 'ફલક']

(૫) 'કુલ અઊઝુ બિ–રબ્બિન્નાસ' [પારહ : ૩૦, સૂરએ 'નાસ']

ફઝીલત : હઝરત ઝુબૈર બિન મુત્ઈમ (રદિ.) ફરમાવે છે કે એક વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મને ફરમાવ્યું કે, "હે ઝુબૈર ! શું તમે આ વાતને પસંદ કરો છો કે જ્યારે સફરમાં નીકળો તો પોતાના બધાં મિત્રોમાં તમારી જાહેરી હાલત ઘણી સારી રહે અને આપની પાસે સૌથી વધારે ખાદ્ય સામગ્રી હોય ?" મેં અરજ કરી : જી હા ! મારા માતા-પિતા આપ પર કુર્બાન થાય ! તો આપે ફરમાવ્યું કે "ઉપર જણાવેલ પાંચ સૂરતો એ પ્રમાણે પઢો કે દરેક સૂરહના શરૂમાં 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ' પઢો અને સૂરહના અંતમાં પણ 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ' પઢો. આ પ્રમાણે સૂરએ નાસથી ફારિગ થવા પર સફરની શરૂઆત

'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'થી થશે. એ જ હદીષ શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ રીતે ફરમાવ્યું :

وَافْتَتِحْ كُلَّ سُوْرَةٍ بِبِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط
وَاخْتِمْ قِرَاْتَكَ بِبِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

અર્થ : દરેક સૂરહને 'બિસ્મિલ્લાહ'થી શરૂ કર અને તારી કિરાઅતને 'બિસ્મિલ્લાહ' પર ખતમ કર. ('નુઝૂલુલ અબરાર' : ૩૪૦) આમ, સૂરતોની સંખ્યા પાંચ થશે અને બિસ્મિલ્લાહ....ની સંખ્યા છ (૬) થશે' જેમ કે'

ایاتها ٦ | ١٠٩ سُوْرَةُ الْكٰفِرُوْنَ مَكِّيَّةٌ ١٨ | ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ يٰۤاَيُّهَا الْكٰفِرُوْنَ ۙ﴿١﴾ لَاۤ اَعْبُدُ مَا تَعْبُدُوْنَ ۙ﴿٢﴾ وَلَاۤ اَنْتُمْ
عٰبِدُوْنَ مَاۤ اَعْبُدُ ۚ﴿٣﴾ وَلَاۤ اَنَا عَابِدٌ مَّا عَبَدْتُّمْ ۙ﴿٤﴾ وَلَاۤ اَنْتُمْ
عٰبِدُوْنَ مَاۤ اَعْبُدُ ؕ﴿٥﴾ لَكُمْ دِيْنُكُمْ وَلِيَ دِيْنِ ﴿٦﴾ ع (الكفرون ١٠٩:١-٦)

ایاتها ٣ | ١١٠ سُوْرَةُ النَّصْرِ مَدَنِيَّةٌ ١١٤ | ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اِذَا جَآءَ نَصْرُ اللّٰهِ وَالْفَتْحُ ۙ﴿١﴾ وَرَاَيْتَ النَّاسَ يَدْخُلُوْنَ فِيْ

دِيْنِ اللّٰهِ اَفْوَاجًا ﴿٢﴾ فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَاسْتَغْفِرْهُ ؕ اِنَّهٗ
كَانَ تَوَّابًا ﴿٣﴾ (النصر ١١٠:١-٣)

ایاتها ٤ | ١١٢ سُوْرَةُ الْاِخْلَاصِ مَكِّيَّةٌ ٢٢ | ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ﴿١﴾ اَللّٰهُ الصَّمَدُ ﴿٢﴾ لَمْ يَلِدْ ۙ وَلَمْ يُوْلَدْ ﴿٣﴾
وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ﴿٤﴾ (الاخلاص ١١٢:١-٤)

ایاتها ٥ | ١١٣ سُوْرَةُ الْفَلَقِ مَكِّيَّةٌ ٢٠ | ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ﴿١﴾ مِنْ شَرِّ مَا خَلَقَ ﴿٢﴾ وَمِنْ شَرِّ
غَاسِقٍ اِذَا وَقَبَ ﴿٣﴾ وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِى الْعُقَدِ ﴿٤﴾ وَمِنْ
شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ ﴿٥﴾ (الفلق ١١٣:١-٥)

ایاتها ٦ | ١١٤ سُوْرَةُ النَّاسِ مَكِّيَّةٌ ٢١ | ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ﴿١﴾ مَلِكِ النَّاسِ ﴿٢﴾ اِلٰهِ النَّاسِ ﴿٣﴾
مِنْ شَرِّ الْوَسْوَاسِ ۙ الْخَنَّاسِ ﴿٤﴾ الَّذِىْ يُوَسْوِسُ فِىْ
صُدُوْرِ النَّاسِ ﴿٥﴾ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ﴿٦﴾ (الناس ١١٤:١-٦)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ○

## સૂરએ "કાફિરૂન" ની ફઝીલત

ફઝીલત : (૧) સૂરએ "કાફિરૂન" એક વખત પઢવાથી ચોથા ભાગનું કુર્આન શરીફ પઢવા બરાબર સવાબ મળે છે. (તિર્મિઝી શરીફ)

(૨) સૂરએ "કાફિરૂન" ચાર વખત પઢવાનો સવાબ એક કુર્આન શરીફ પઢવા બરાબર(નો સવાબ મળે) છે.

(તિર્મિઝી શરીફ, ભાગ-૨, પેજ-૧૧૭)

## સૂરએ "નસ્ર" ની ફઝીલત

ફઝીલત : ચાર વખત સૂરએ નસ્ર પઢવાનો સવાબ એક કુર્આન શરીફ પઢવા બરાબર છે. (તિર્મિઝી શરીફ, ભાગ-૨, પેજ-૧૧૭)

## સૂરએ "ઈખ્લાસ" (કુલ હુવલ્લાહુ અહદ)ની મહાન ફઝીલતો

ફઝીલત : (૧) ત્રણ વખત સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) પઢવાનો સવાબ એક કુર્આન શરીફ પઢવા બરાબર મળે છે.

(બુખારી શરીફ ભાગ-૨, પેજ-૭૫૦, મુસ્લિમ શરીફ ભાગ-૧, પેજ-૨૭૧)

(૨) હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "જે કોઈ વ્યક્તિ ફર્ઝ નમાઝ પછી કુલ હુ-વલ્લાહુ અ-હદ પઢશે તો તેને મોત સિવાય બીજી કોઈ પણ વસ્તુ જન્નતમાં દાખલ થવાથી અટકાવી નહિ શકે." (જમ્ઉલ ફવાઈદ)

(૩) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જે વ્યક્તિએ ફજરની નમાઝ પછી બાર વખત (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ....." પઢી તો જાણે તેણે આખું કુર્આન ચાર વખત પઢ્યું અને જો તેણે ગુનાહોથી પરહેઝ કર્યો તો તે દિવસે પૃથ્વીના (પટ પર વસતા) સર્વશ્રેષ્ઠ લોકોમાં તેનો શુમાર થશે.

(તબરાની કૃત મુઅજમે સગીર" : ૧/૬૨, બયહકી કૃત "શુઅ્બુલ ઈમાન" : ૨૨૯૮)

(૪) જો કોઈ ઘરમાં જતી વેળા એ સૂરત પઢશે તો તંગી દૂર થઈ રોઝી બહોળી થશે. (મુઅ્જમે કબીર તબરાની : ૨/૩૪૦)

## જન્નતમાં બે (૨) મહેલ મળશે

(૫) ફઝીલત : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ ઈશાની નમાઝ પછી બે (૨) રકા'ત પઢે અને દરેક રકા'તમાં (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પંદર (૧૫) વખત પઢે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં બે (૨) મહેલ બનાવશે. (તફસીરે દુર્રે મન્સૂર : ૬/૪૧૫)

## જન્નતમાં બે (૨) મહેલ મળશે

(૬) ફઝીલત : હઝરત ખાલિદ ઈબ્ને ઝૈદ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ મગરિબ અને ઈશા દરમિયાન વીસ રકા'ત નમાઝ એવી રીતે પઢે કે દરેક રકા'તમાં અલ્હમ્દુ લિલ્લાહ... અને (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ.." પઢે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં બેજોડ (અંતર રહિત-પરસ્પર અડોઅડ) અને બેઐબ

(ખામીરહિત) બે મહેલ બનાવશે. (જમ્ઉલ જવામિઅ : ૧/૭૯૬)

## સો (૧૦૦) મહેલ તા'મીર થશે, ઉપરાંત...

(૭) ફઝીલત : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે વુઝૂ સાથે સો (૧૦૦) વાર (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ..." પઢી, એવી રીતે કે સૂરએ ફાતિહાથી શરૂઆત કરી તો અલ્લાહ તઆલા તેના માટે દરેક હર્ફ (અક્ષર)ના બદલામાં દસ નેકીઓ લખશે અને તેના દસ દરજાત બુલંદ ફરમાવશે અને તેના માટે જન્નતમાં સો (૧૦૦) મહેલ તા'મીર ફરમાવશે.

(બયહકી કૃત "શુઅબુલ ઈમાન" હદીષ નં : ૨૩૧૮)

## રાત્રે સૂતી વખતે ત્રીસ (૩૦) વખત પઢવાથી જન્નતમાં એક હજાર (૧૦૦૦) મહેલ તૈયાર થશે

(૮) ફઝીલત : હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સૂતી વખતે ત્રીસ (૩૦) વખત (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ..." (સંપૂર્ણ સૂરત) પઢશે, તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક હજાર (૧૦૦૦) મહેલ બનાવશે અને જે વ્યકિત આ સૂરત બસો (૨૦૦) વખત પઢશે તો અલ્લાહ તઆલા તેને એવો દરજ્જો અતા ફરમાવશે, જેના પર તે રાજી થઈ જશે અને જે ઘરમાં (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ..." પઢવામાં આવશે તો એ ઘરવાળાઓની સાથોસાથ તેના પડોશીઓને પણ ફાયદો થશે.

(રવાહુ અબ્દુલમજીદ ફી અમાલીહ)

## પાંચ સો (૫૦૦) વર્ષની ઈબાદત જેટલો સવાબ

(૯) ફઝીલત : હઝરત હસન બસરી (રદિ.)થી રિવાયત છે કે, જો કોઈ માણસ બસો (૨૦૦) વાર "કુલ હુવલ્લાહુ અહદ..." પઢશે તો એને પાંચ સો (૫૦૦) વર્ષની ઈબાદતના બરાબર સવાબ મળશે. (ઈબ્નુદ્ દરીસ યા ઈબ્ને ઝરીસ, ફઝાઈલુસ્સુવર : ૧૨૦)

## સૂરએ ફલક અને સૂરએ નાસની ફઝીલત

ફઝીલત : હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

"શું હું તમને એવી બે સૂરતો શીખવું કે જે ઉત્તમ છે ?" ફરી તેમણે "કુલ અઊઝુ બિરબ્બિલ્ ફલક અને કુલ અઊઝુ બિરબ્બિન્નાસ" તેમને શિખવાડી ફરમાવ્યું કે,

"આજ સુધી કોઈએ એના જેવા શબ્દો સાથે પનાહ લીધી નથી."

(અબૂ દાવૂદ શરીફ)

[૧૪]

## સફરથી બામુરાદ અને સલામત પાછા આવવાની દુઆ

اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّ اَنَّكُمْ اِلَيْنَا

لَا تُرْجَعُوْنَ ﴿۱۱۵﴾ (المؤمنون ۲۳:۱۱۵)

(સૂરએ 'મુઅ્મિનૂન', પારહ : ૧૮, આયત : ૧૧૫)

અર્થ : શું તમે એમ ધારી લીધું હતું કે અમે તમને એમ જ કોઈ હેતુ વગર પેદા કરી દીધા છે અને આ કે તમને અમારી પાસે નહિ લાવવામાં આવે ?

(અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ–ઈબ્નિસ્સુન્ની' : ૨૬, હદીષ નંબર : ૭૭)

[૧૫]

## સૂમસામ અને ઉજ્જડ સ્થળે હિફાઝતનો એક અકસીર નુસખો

"يَا عِبَادَ اللّٰهِ احْبِسُوْا يَا عِبَادَ اللّٰهِ احْبِسُوْا"

અર્થ : (અલ્લાહ પાકે જમીન પર લોકોની દેખરેખ માટે ફરિશ્તાઓ નકકી કર્યા છે, તેમને સંબોધન કરતાં તકલીફમાં સપડાયેલ માણસ આ કહે કે) હે અલ્લાહના બંદાઓ ! (અલ્લાહના હુકમથી) દેખરેખ રાખો, હે અલ્લાહના બંદાઓ ! હિફાઝત કરો, બચાવો.

અમુક રિવાયતમાં આ પ્રમાણે છે

"يَا عِبَادَ اللّٰهِ اَعِيْنُوْنِيْ"

(હે અલ્લાહના બંદાઓ ! મારી મદદ કરો.)

ફઝીલત : (૧) હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "જયારે સૂમસામ અને ઉજ્જડ જગ્યાએ તમારી

સવારીમાં કોઈ ખામી આવી જાય, તો ઉપર જણાવેલ 'ઈહ્‌બિસૂ'વાળો અવાજ આપો.''

(૨) હઝરત ઉત્બહ બિન ગઝવાન (રદિ.) નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ કરે છે કે ''જયારે તમારી કોઈ વસ્તુ (સવારી અથવા સફરનું ભાથું વગેરે) ગુમ થઈ જાય અથવા તમે એવી જગ્યા પર હોવ જયાં તમારો કોઈ મદદગાર ન હોય અને તમને કોઈ જરૂરત પેશ આવી જાય તો આ કહો :

"يَاعِبَادَ اللّٰهِ اَعِيْنُوْنِىْ"

(હે અલ્લાહના બંદાઓ ! મારી મદદ કરો.)

(૩) તબરાનીએ હઝરત ઉત્બહ બિન ગઝવાન (રદિ.)ની હદીષને મરફૂઅન્ બયાન કરી છે કે, ''જયારે તમારી કોઈ વસ્તુ ગુમ થઈ જાય અથવા તમને મદદની જરૂરત પડી જાય અને ત્યાં તમારો કોઈ મદદગાર ન હોય તો ત્રણ (૩) વખત આ અવાજ આપો :

"يَاعِبَادَ اللّٰهِ اَعِيْنُوْنِىْ"

(હે અલ્લાહના બંદાઓ ! મારી મદદ કરો.)

(અલ્લાહના એવા બંદાઓ પણ છે જેમને તમે જોઈ શકતા નથી, જયારે તમે આ દુઆ કરશો તો તેઓ તમારી મદદમાં લાગી જશે.)

સારાંશ : ઉપર જણાવેલ ત્રણેય રિવાયતોનો નિચોડ આ છે કે જંગલ અને રણ પ્રદેશમાં અથવા કોઈ એવી જગ્યાએ જયાં કોઈ ઈન્સાન ન હોય અને કોઈ વિનાશક મુસીબતમાં ફસાઈ જાય (દાખલા તરીકે : ઉજ્જડ જગ્યાએ સવારીમાં કોઈ ખામી આવી ગઈ અથવા જાન અને માલ નાશ પામવાનો ભય ઊભો થઈ ગયો) તો–

"يَاعِبَادَاللهِ اَعِيْنُوْنِىْ"

(હે અલ્લાહના બંદાઓ ! મારી મદદ કરો.)

ત્રણ વખત અવાજ આપીને કહે, ઈન્શાઅલ્લાહ ગૈબથી હિફાઝતની વ્યવસ્થા થઈ જશે અને ગૈબી મદદ પ્રગટ થશે. આ તરીકો અત્યંત અનુભવસિદ્ધ છે. ઘણાં બુઝુર્ગોએ તેને અનુભવસિદ્ધ લેખાવ્યો છે.

ઈબ્ને હજર (રહ.)એ 'ઈઝાહુલ્ મનાસિક'ના હાશિયામાં તબરાનીની ઉપર જણાવેલ હદીષ નકલ કર્યા પછી અને ઈબ્ને અલ્લાન મક્કીએ 'અલ્ ફુતૂહાત'માં અનુભવસિદ્ધ ઠેરવ્યું છે.

('કિતાબુલ્ અઝ્કારિ લિન્નવ્વી' : ૫૩૨, 'અલ્ ફુતૂહાત' : ૫/૧૫૦, 'હિસ્ન' : ૨૮૩, 'નુઝૂલુલ્ અબરાર' : ૩૩૫)

[૧૬]

## ચોર અને ડાકૂથી હિફાઝતની દુઆ

يَا وَدُوْدُ، يَاذَاالْعَرْشِ الْمَجِيْدُ، يَافَعَّالٌ لِّمَا يُرِيْدُ، اَسْئَلُكَ بِعِزَّتِكَ الَّتِىْ لَا تُرَامُ وَمُلْكِكَ الَّذِىْ لَا يُضَامُ وَبِنُوْرِكَ الَّذِىْ مَلَأَ اَرْكَانَ عَرْشِكَ، اَنْ تَكْفِيَنِىْ شَرَّ هٰذَا اللِّصِّ يَا مُغِيْثُ ! اَغِثْنِىْ ط

અર્થ : હે મુહબ્બત રાખનારા અને અતિ ઉચ્ચ અર્શવાલા ! અને હે તે જે પોતાના ઈરાદા પ્રમાણે કરે છે ! હું આપથી તે ઈઝ્ઝતના સદકહમાં જે ઈઝ્ઝતનો કદી ઈરાદો કરી શકતો નથી અને આપની તે સત્તાના તુફૈલ, જેના માટે વિનાશ નથી અને આપના તે નૂરના

વસીલાથી, જેણે આપના અર્શના પાયાને નૂરથી ભરી દીધું છે, હું આ માંગું છું કે આ ચોરની શરારતથી મારા તરફથી આપ જ કિફાયત કરી લો, હે મદદ કરનારા! આપ મારી મદદ ફરમાવો.

ફઝીલત : હઝરત અનસ (રદિ.) ઉપરની દુઆ વિશે ફરમાવે છે કે જે કોઈ મુસીબતમાં સપડાયેલ માણસ ચાર રકા'ત પછી ઉપર જણાવેલ દુઆ માંગશે, તો તે કબૂલ થશે.

અમુક રિવાયતોમાં ઉપર જણાવેલ દુઆ આ પ્રમાણે છે :

يَاوَدُوْدُ ، يَاوَدُوْدُ ، يَاوَدُوْدُ ، يَاذَاالْعَرْشِ الْمَجِيْدُ ، يَامُبْدِئُ يَامُعِيْدُ ، يَافَعَّالٌ لِّمَا يُرِيْدُ ، اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ بِنُوْرِ وَجْهِکَ الَّذِیْ مَلَأَ اَرْکَانَ عَرْشِکَ ، وَاَسْئَلُکَ بِقُدْرَتِکَ ، يَاغِيَاثَ الْمُسْتَغِيْثِيْنَ! اَغِثْنِیْ ، اَغِثْنِیْ ، اَغِثْنِیْ ط

('ઈસાબહ' : ૪/૧૮૨, 'સીરતુલ્ મુસ્તફા' : ૨/૬૩)

[૧૭]

## ચોરી, લૂંટ વગેરેથી હિફાઝતની દુઆ

قُلِ ادْعُوا اللّٰهَ اَوِ ادْعُوا الرَّحْمٰنَ ؕ اَيًّا مَّا تَدْعُوْا فَلَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ۚ وَلَا تَجْهَرْ بِصَلَاتِكَ وَلَا تُخَافِتْ بِهَا وَابْتَغِ بَيْنَ ذٰلِكَ سَبِيْلًا ﴿۱۱۰﴾ (بنی اسرائیل ۱۷:۱۱۰)

અર્થ : (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ફરમાવી દો કે, ચાહે અલ્લાહ કહીને પુકારો અથવા રહમાન કહીને પુકારો; જે નામથી પણ પુકારશો તો (તે બેહતર છે, કારણ કે) તેનાં ઘણાં સારાં સારાં નામો છે અને પોતાની નમાઝમાં ન બહુ જોરથી પઢો અને ન બિલકુલ ચૂપકે ચૂપકે પઢો, પણ એની વચ્ચેનો એક તરીકો ધારણ કરો.

(સૂરએ 'બની ઈસ્રાઈલ', પારહ : ૧૫, આયત નં. : ૧૧૦, 'સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૨૨૮)

ફઝીલત : હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઉપર જણાવેલ આયતે શરીફહ (સૂરએ 'બની ઈસ્રાઈલ', પારહ : ૧૫, આયત નં. : ૧૧૦) વિશે ફરમાવ્યું :

"وَهُوَ اَمَانٌ مِّنَ السَّرَقَةِ"

અર્થાત્ : તેના ઝરીએ ચોરીથી હિફાઝત અને સલામતી નસીબ થાય છે. ('સુબુલુલ્ હુદા વર્રશાદ : ૨૨૮)

## અનુભવ

## ચોરીનો માલ ઉપાડયો તો દરવાજો બંધ દેખાયો અને પરત કર્યો તો દરવાજો ખુલ્લો દેખાયો

એક વખત એક સહાબી (રદિ.) રાત્રે આ આયતને પઢીને પથારી પર સૂતા જ હતા કે થોડા સમય પછી તેમના મકાનમાં ચોર ઘૂસી ગયો અને મકાનમાં જે કંઈ સામાન હતો તેને ભેગો કરીને

ખભ્ભા પર મૂકયો અને બહાર નીકળવાના ઈરાદાથી દરવાજા તરફ આગળ વધ્યો, પણ દરવાજાને બંધ જોયો. આ જોઈને તે ઘણો પરેશાન થયો. કોઈ યુકિત સમજમાં ન આવી. છેવટે બધો સામાન ઘરમાં પાછો મૂકી દીધો અને (બહાર નીકળવા માટે) દરવાજા પર પહોંચ્યો તો તેણે દરવાજો ખુલ્લો જોયો. આ જોઈને પાછી તેની નિય્યત બગડી અને ઘરનો સામાન ઉઠાવીને દરવાજાથી બહાર નીકળવાનો પ્રયત્ન કર્યો, પણ પહેલાંની જેમ દરવાજો બંધ જોયો. એવું ત્રણ-ત્રણ વખત થયું. આ તરફ આ સહાબી (રદિ.) પોતાની પથારી પર સૂતા સૂતા આ બનાવ જોઈ રહ્યા હતા. આશ્ચર્યજનક હિફાઝત અને સલામતીને જોઈને પ્રથમ તો તે (સહાબી રદિ.) હસ્યા, તે પછી ચોરથી કહેવા લાગ્યા કે : મિયાં ! મેં તો પોતાના આખા મકાનની હિફાઝતની વ્યવસ્થા કરી લીધી છે :

اِنِّیْ اَحْصَنْتُ بَیْتِیْ ط

"(પછી ચોરી કેવી રીતે થઈ શકે છે ?)" જેથી તે ચોર નાકામ (નિષ્ફળ થઈને) પાછો જતો રહ્યો. ('સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૨૨૮)

[૧૮]

## ઝાલિમ અને અત્યાચારીના દરેક ત્રાસથી હિફાઝત અને સલામતી મેળવવાની દુઆ

بِسْمِ اللّٰهِ عَلٰی نَفْسِیْ وَدِیْنِیْ، بِسْمِ اللّٰهِ عَلٰٓی اَهْلِیْ وَمَالِیْ وَ وَلَدِیْ، بِسْمِ اللّٰهِ عَلٰی مَا اَعْطَانِیَ اللّٰهُ.

اَللّٰهُ رَبِّیْ لَآ اُشْرِکُ بِهٖ شَیْئًا، اَللّٰهُ اَکْبَرُ۔ اَللّٰهُ
اَکْبَرُ ط اَللّٰهُ اَکْبَرُ۔ اَللّٰهُ اَکْبَرُ ط وَاَعَزُّ وَاَجَلُّ وَاَعْظَمُ
مِمَّا اَخَافُ وَاَحْذَرُ عَزَّ جَارُکَ وَجَلَّ ثَنَاؤُکَ وَلَآ اِلٰهَ
غَیْرُکَ، اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ شَرِّ نَفْسِیْ وَمِنْ
شَرِّ کُلِّ شَیْطَانٍ مَّرِیْدٍ، وَّمِنْ شَرِّ کُلِّ جَبَّارٍ عَنِیْدٍ،
فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِیَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَیْهِ تَوَکَّلْتُ
وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِیْمِ، اِنَّ وَلِیِّیَ اللّٰهُ الَّذِیْ
نَزَّلَ الْکِتَابَ وَهُوَ یَتَوَلَّی الصّٰلِحِیْنَ ط

અર્થ : અલ્લાહના નામની મદદથી પોતાનો જીવ અને પોતાના દીનની હિફાઝત (સુરક્ષા) માંગું છું અને એ જ પ્રમાણે અલ્લાહના નામની બરકતથી પોતાના ઘરવાળાઓ, માલ અને અવલાદની હિફાઝતનો તલબગાર છું. ઉપરાંત, અલ્લાહના પવિત્ર નામની બરકતથી દરેક તે વસ્તુની હિફાઝત તથા સલામતીનો તલબગાર છું જે અલ્લાહ તઆલાએ મને અર્પણ ફરમાવી. અલ્લાહ તઆલા મારો પાલનહાર છે અને હું અલ્લાહની સાથે કોઈ પણ વસ્તુને શરીક ઠેરવતો નથી. ખરેખર, અલ્લાહ જ મહાન છે, તે જ મહાન છે અને તે જ સૌથી મહાન છે અને અલ્લાહ તઆલા તે સઘળી વસ્તુઓથી મહાનતર છે, ગલબહવાળો અને ઉચ્ચ દરજ્જાવાળો છે, જેનાથી કે હું ડરું છું અને બીક અનુભવું છું. હે પરવરદિગાર ! તારી પનાહમાં

આવનાર જ ગાલિબ છે અને આપના વખાણ ઘણાં ઊંચા છે અને આપના સિવાય કોઈ મા'બૂદ નથી. હે અલ્લાહ ! હું પોતાના નફસની શરારત અને દરેક તોફાની શયતાન ઉપરાંત દરેક બળવાન ઝાલિમની શરારતથી પનાહ માંગું છું. છતાં પણ જો મુનાફિકો મોઢું ફેરવી લે તો (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ફરમાવી દો કે મને અલ્લાહ બસ છે, જેના સિવાય કોઈ મઅબૂદ નથી. તેના જ ઉપર મારો વિશ્વાસ છે અને તે જ અર્શે અઝીમનો માલિક છે. (સૂરએ 'તવબહ' : ૧૨૯)

બેશક, મારો પરવરદિગાર તો અલ્લાહ જ છે કે જેણે આ (સત્ય) કિતાબ (કુર્આન શરીફ) ઉતારી છે અને તે તો નેક બંદાઓની મદદ કર્યા જ કરે છે. (સૂરએ 'અઅ્રાફ' : ૧૯૬)

ફઝીલત : ઉપર દર્શાવેલ દુઆ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના ખાસ ખાદિમ હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)ને અચાનક આવી પડતી મુસીબતો અને દુર્ઘટનાઓથી બચવા માટે શિખવાડી હતી. આ દુઆની બરકતથી તેઓ દરેક પ્રકારનાં ઝુલ્મ-સિતમ અને ફિત્નાઓથી મહફૂઝ રહ્યા, ઘણાં સહાબ-એ-કિરામ (રદિ.)નો આ મા'મૂલ (નિત્યક્રમ) રહ્યો હતો. ઝાલિમના ઝુલ્મથી, જાદૂગરના જાદૂથી, શયતાનની શરારતથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે અને કોઈ પ્રકારની તકલીફ અને આફતો પહોંચશે નહિ. ("જમ્ઉલ્ જવામિઅ" - ૧૪/૪૮)

**સવાર-સાંજ આ દુઆ એક વખત પઢયા કરો.**

નોંધ : આ દુઆના કલિમાત અલગ–અલગ કિતાબોમાં અલગ–અલગ રીત થી નકલ થયેલા છે.

(**)

بِسْمِ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ، مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ، لَاقُوَّةَ
اِلَّا بِاللّٰهِ، بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَنَفْسِىْ، بِسْمِ
اللّٰهِ عَلٰى اَهْلِىْ وَمَالِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى كُلِّ شَىْءٍ
اَعْطَانِيْهِ رَبِّىْ، بِسْمِ اللّٰهِ خَيْرِ الْاَسْمَآءِ، بِسْمِ
اللّٰهِ رَبِّ الْاَرْضِ وَالسَّمَآءِ، بِسْمِ اللّٰهِ الَّذِىْ
لَايَضُرُّ مَعَ اِسْمِهٖ دَاءٌ، بِسْمِ اللّٰهِ افْتَتَحْتُ وَعَلَى
اللّٰهِ تَوَكَّلْتُ، لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ، لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ،
لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ، وَاللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ،
اَللّٰهُ اَكْبَرُ، لَآاِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ، لَآاِلٰهَ
اِلَّا اللّٰهُ الْعَلِىُّ الْعَظِيْمُ، تَبَارَكَ اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ
السَّبْعِ وَرَبُّ الْعَرْشِ الْعَظِيْمِ، وَرَبُّ الْاَرْضِيْنَ،
وَمَا بَيْنَهُمَا، وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ، عَزَّ جَارُكَ
وَجَلَّ ثَنَاؤُكَ وَلَآاِلٰهَ غَيْرُكَ، اِجْعَلْنِىْ فِىْ جِوَارِكَ
مِنْ شَرِّ كُلِّ ذِىْ شَرٍّ، وَمِنْ شَرِّ الشَّيْطَانِ الرَّجِيْمِ،
اِنَّ وَلِیِّ ےَ اللّٰهُ الَّذِىْ نَزَّلَ الْكِتَابَ وَهُوَ يَتَوَلَّى

الصَّالِحِيْنَ، فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِىَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ، عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ط

(અલ્લામહ જલાલુદ્દીન સુયૂતી રહ. કૃત "જમ્ઉલ જવામિઅ્", "તારીખે ઈબ્ને અસાકિર", અબુશૈખ રહ.કૃત "કિતાબુસ્સવાબ", શૈખ અબ્દુલ હક મુહદ્દિસ રહ. કૃત "ઈસ્તીનાસુ અન્‌વારિલ્ કબ્સિ ફી શર્હિ દુઆઈ અનસ", સંદર્ભ : "આપકે મસાઈલ ઔર ઉન્કા હલ" : ૮/૨૩૩-૨૩૪, "કન્ઝુલ ઉમ્માલ" : ભાગ-૨, પેજ : ૨૮૨/૨૮૩)

[૧૯]

## અચાનક બનતા બુરા બનાવોથી બચવાની દુઆ

اَللّٰهُمَّ اَنْتَ رَبِّىْ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ عَلَيْكَ تَوَكَّلْتُ وَاَنْتَ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ط مَاشَآءَ اللّٰهُ كَانَ وَمَا لَمْ يَشَأْ لَمْ يَكُنْ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِىِّ الْعَظِيْمِ ط أَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ط وَاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِكُلِّ شَىْءٍ عِلْمًا ط اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ مِنْ شَرِّ نَفْسِىْ وَمِنْ شَرِّ كُلِّ دَآبَّةٍ اَنْتَ اٰخِذٌ بِنَاصِيَتِهَا اِنَّ رَبِّىْ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ط

અર્થ : હે અલ્લાહ ! તું જ મારો પરવરદિગાર છે. તારા સિવાય કોઈ મા'બૂદ નથી. મેં સર્વ બાબતોમાં આપ પર જ ભરોસો કર્યો અને આપ જ પ્રતિષ્ઠિત અર્શના માલિક છો. અલ્લાહ જે ચાહશે તે થશે, જે નહી ચાહશે તે ન થશે. ઈબાદત કરવાની અને ગુનાહોથી દૂર રહેવાની શકિત ઉચ્ચ મરતબાવાલા પરવરદિગારની તવફીક વગર

પ્રાપ્ત થઈ શકતી નથી. હું જાણું છું કે અલ્લાહ જ સર્વ વસ્તુઓ પર શકિત ધરાવનાર છે અને ખરેખર, અલ્લાહ તઆલાને સર્વ વસ્તુની સંપૂર્ણ ખબર છે. હે અલ્લાહ ! હું આપની પનાહ ચાહું છું પોતાની નફસની બુરાઈથી અને દરેક જાનવરની બુરાઈથી. આપ જ બધાંની પેશાનીને કાબૂમાં રાખનાર છો. ખરેખર, મારો પરવરદિગાર સીધો રસ્તો બતાવે છે.

ફઝીલત : હઝરત અબુ દરદાઅ્ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, જે માણસ ઉપરના કલિમાતને સવારના સમયે પઢે તો સાંજ સુધી અને સાંજના સમયે પઢે તો સવાર સુધી તેના ઉપર કોઈપણ આફત (મુસીબત) આવી શકતી નથી.

('ઈબ્નુસ્સુન્ની' : ૫૭, 'અદુઅઆઅ' : ૨/૯૫૪, 'નુઝુલુલ્ અબરાર' :૧૧૬)

## અનુભવ

### જાની અને માલી દુર્ઘટનાઓથી બચવાનો વઝીફો

હઝરત તલક ઈબ્ને હબીબ (રહ.) ફરમાવે છે કે એક માણસ હઝરત અબુ દરદાઅ્ (રદિ.)ની ખિદમતમાં હાજર થયો અને અરજ કરી કે, "આપનું મકાન સળગી ગયું છે." આપે ફરમાવ્યું : "સળગ્યું નથી." પછી બીજા એક માણસે આવીને કહ્યું : "હે અબુ દરદાઅ્ ! આગની જવાળાઓ અને આગના લપકારા બહુ જ બુલંદ થયા ; પરંતુ જયારે આપના મકાન સુધી આગ પહોંચી તો આગ ઓલવાઈ ગઈ." આપે ફરમાવ્યું : "હું સારી પેઠે જાણતો હતો કે, અલ્લાહ તઆલા એવું કંઈ કરશે નહિ (કે જેથી મારું મકાન સળગી ઊઠે), કારણ કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું

છે કે, જે માણસ સવારના સમયે આ (નિમ્ન લિખિત) કલિમાત પઢી લેશે, તો સાંજ સુધી એને કોઈ મુસીબત પહોંચશે નહિ અને સાંજના સમયે આ કલિમાત પઢી લેશે, તો સવાર સુધી એને કોઈ મુસીબત પહોંચશે નહિ'' (મેં સવારે આ કલિમાત પઢયા હતા, એ કારણે મને યકીન હતું કે મારું મકાન સળગી શકશે નહિ). તે કલિમાત ઉપર પ્રમાણે છે.

('દયલમી', સંદર્ભ : 'કન્ઝુલ ઉમ્માલ' : ૨/૧૬૨-૧૬૩, નવવી કૃત ''ઈબ્નુસ્સુન્ની'', સંદર્ભ : અલ અઝ્કાર : ૭૫)

[૨૦]

## રંજ-ગમને દૂર કરવા અને કર્ઝની અદાયગી માટે પઢવાની દુઆઓ

(૧)

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنَ الْهَمِّ وَالْحُزْنِ وَاَعُوْذُبِكَ
مِنَ الْعِجْزِ وَالْكَسْلِ وَاَعُوْذُبِكَ مِنَ الْجُبْنِ وَالْبُخْلِ
وَاَعُوْذُبِكَ مِنْ غَلَبَةِ الدَّيْنِ وَقَهْرِ الرِّجَالِ ط

અર્થ : હે અલ્લાહ ! હું દરેક ફિક્ર અને રંજથી તારી પનાહ ચાહું છું ; અને મજબૂર-નિઃસહાય થઈ જવાથી તથા આળસથી તારી પનાહ ચાહું છું ; અને બુઝદિલી તથા કંજૂસાઈથી તારી પનાહ ચાહું છું ; અને કર્ઝના ગલ્બહ (દબાણ) તથા લોકોના મારા પર વર્ચસ્વ જમાવી લેવાથી તારી પનાહ ચાહું છું. ('હયાતુસ્સહાબા' : ૩/૫૩૩)

## અનુભવ

### બેબસ કરી દેનારું કર્ઝ અદા થઈ ગયું

ફઝીલત : હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે : હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક દિવસ મસ્જિદમાં તશરીફ લાવ્યા. અચાનક આપની નજર એક અન્સારી સહાબી અબૂ ઉમામહ (રદિ.) પર પડી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : હે અબૂ ઉમામહ (રદિ.) ! શી વાત છે ? તમે આજે મસ્જિદમાં નમાઝના સમય વગર બીજા સમયમાં બેઠેલા નજર આવી રહ્યા છો ? " તેમણે જવાબ આપ્યો : "યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! બેહદ (અપાર) ચિંતા અને કર્ઝે મને ઘેરી લીધો છે."હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "શું હું તમને એવી દુઆ ન શિખવાડું કે જયારે તમે તે દુઆ પઢશો તો અલ્લાહ તઆલા તમારી ચિંતા દૂર કરી દેશે અને કર્ઝ અદા કરાવી દેશે." તેમણે કહ્યું : "યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! જરૂર શિખવી દો." હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "સવારે અને સાંજે આ (ઉપર જણાવેલ) દુઆ પઢયા કરો."

હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે : "મેં એ પ્રમાણે કર્યું તો અલ્લાહ તઆલાએ મારી ચિંતાને પણ દૂર કરી દીધી અને મારું કર્ઝ પણ બધું અદા કરાવી દીધું."

('હયાતુસ્સહાબા' : ૩/૫૩૩, 'સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦/૨૨૪, 'અબૂ દાવૂદ શરીફ' : ૨/૩૭૦)

## કર્ઝની અદાયગી માટે

(૨)

اَللّٰهُمَّ فَارِجَ الْهَمِّ ، كَاشِفَ الْغَمِّ ، مُجِيْبَ الدَّعْوَةِ الْمُضْطَرِّيْنَ رَحْمٰنَ الدُّنْيَا وَالْاٰخِرَةِ وَرَحِيْمَهُمَا ، اَنْتَ تَرْحَمُنِىْ ، فَارْحَمْنِىْ بِرَحْمَةٍ تُغْنِيْنِىْ بِهَا عَنْ رَّحْمَةِ مَنْ سِوَاكَ ط

અર્થ : હે અલ્લાહ ! હે ગમને દૂર કરવાવાળા ! હે પરેશાનીને દૂર કરવાવાળા ! હે મજબૂર-લાચારોની પુકાર પર પહોંચવાવાળા ! હે દુનિયા અને આખિરતમાં મોટી મહેરબાની કરવાવાળા અને બંને જહાનમાં બેહદ રહમ કરવાવાળા ! માત્ર તું મારા ઉપર મહેરબાની કરીશ, તો તું મારા ઉપર એવી રહમત ઉતાર કે જેના કારણે તું મને તારા સિવાય દરેકની મહેરબાનીથી બેનિયાઝ કરી દે.

### અનુભવ

ફઝીલત : હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે, હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.)એ મને ફરમાવ્યું કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને એક દુઆ શિખવાડી છે, તે તમે સાંભળી ? મેં પૂછયું કે તે દુઆ કઈ છે ? ફરમાવ્યું : હઝરત ઈસા (અલૈ.) પોતાના અસ્હાબને આ દુઆ શિખવાડયા કરતા હતા. અગર કોઈના ઉપર પહાડ જેટલા સોના બરાબર કર્ઝ હોય તો તે પણ અલ્લાહ તઆલા તેનાથી અદા કરાવી દેશે. મારા ઉપર કંઈક

કર્ઝ હતું, તે કર્ઝ મને ઘણું ભારે-વધારે માલૂમ પડતું હતું તો હું આ દુઆ પઢતો રહ્યો. બસ, અલ્લાહ તઆલાએ મારા કર્ઝની અદાયગી માટેનો બંદોબસ્ત કરી દીધો.

હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે, અસ્મા બિન્તે ઉમૈસનું મારા ઝિમ્મે એક દીનાર અને ત્રણ દિરહમ કર્ઝ હતું. જયારે તે મારી પાસે આવતાં તો મને એમનું મોઢું જોવાની-મુલાકાત કરવાની પણ શરમ આવતી. મારી પાસે કર્ઝ અદા કરવા માટે કંઈ પણ ન હતું, તો હું આ દુઆ પઢતી રહી. થોડો જ સમય વીત્યો હશે કે અલ્લાહ તઆલાએ મને જબરદસ્ત (માલી એ'તિબારથી) નવાઝી, જે ન સદકો હતો અને ન કોઈની મિલકત હતી. મારા કર્ઝને પણ સારી રીતે અદા કરી દીધું અને અબ્દુર્રહમાન (હઝરત આઈશા (રદિ.)ના ભાઈ) ની બેટીને મેં ત્રણ અવકિયાના વજન બરાબર ચાંદીનું ઘરેણું પહેરાવ્યું અને ઘણી વધારે બચત પણ થઈ. ('અલ મુસ્તદરક' : હવાલા નં. ૧૯૪૧, ૨/૧૯૮)

## કર્ઝની અદાયગી માટેની દુઆ

(૩)

اَللّٰھُمَّ اکْفِنِیْ بِحَلَالِکَ عَنْ حَرَامِکَ

وَاَغْنِنِیْ بِفَضْلِکَ عَنْ مَّنْ سِوَاکَ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! હરામથી બચાવી, પોતાના હલાલ વડે તું મારી કિફાલત ફરમાવ (તું મારા વતી જવાબદાર બની જા) અને પોતાના ફઝલ વડે તું મને પોતાના ગેરથી બેનિયાઝ ફરમાવી દે.

('મિશ્કાત')

આ કલિમાત હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અલી (રદિ.)ને શીખવ્યા હતા. જયારે એમની સામે એક માણસે પોતાની આર્થિક નબળાઈ અને માલી મજબૂરીનો ઉલ્લેખ કર્યો તો એમણે ફરમાવ્યું : શું હું તમને તે કલિમાત ન બતાવું, જે મને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ શીખવ્યા હતા ? જો મોટા પહાડ જેટલુંય તમારા માથે કર્ઝ હશે તો અલ્લાહ તઆલા અદા ફરમાવી દેશે. ત્યાર બાદ તેમણે મજકૂર દુઆ બતાવી.

('તિર્મિઝી શરીફ', 'મિશ્કાત શરીફ')

## કર્ઝ અદા થવા અને બરકત માટે દુઆ

(૪)

દરેક ફર્ઝ નમાઝ બાદ તેમજ નફલ નમાઝ બાદ આ દુઆ પઢે :

قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ
الْمُلْكَ مِمَّنْ تَشَآءُ ۫ وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ؕ
بِيَدِكَ الْخَيْرُ ؕ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۲۶﴾ تُوْلِجُ الَّيْلَ فِي
النَّهَارِ وَتُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ ۫ وَتُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ
وَتُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ ۫ وَتَرْزُقُ مَنْ تَشَآءُ بِغَيْرِ
حِسَابٍ ﴿۲۷﴾

(آل عمران ۳:۲۶-۲۷)

(સૂરએ આલે ઈમરાન, આયત : ૨૬, ૨૭)

اَللّٰهُمَّ اكْفِنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ
وَاَغْنِنِىْ بِفَضْلِكَ عَنْ مَّنْ سِوَاكَ ط

અર્થ : હે અલ્લાહ ! મુલ્ક (હુકૂમત– બાદશાહત)ના માલિક ! તું જેને ચાહે તેને મુલ્ક (હુકૂમત– બાદશાહત) આપે છે અને ચાહે તેનાથી મુલ્ક છીનવી લે છે તેમજ ચાહે તેને ઈઝઝત આપે છે અને ચાહે તેને ઝિલ્લત આપે છે. તારા જ હાથમાં ભલાઈ છે. બેશક, તું દરેક ચીજ પર કાદિર (શકિતમાન) છે. તું રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં દાખલ કરે છે તથા તું જીવિતને કાઢે છે મુર્દામાંથી અને મુર્દાને કાઢે છે જીવિતમાંથી તેમજ તું જેને ચાહે તેને અમાપ રોઝી આપે છે. (સૂરએ આલે ઈમરાન, આયત : ૨૬, ૨૭)

હે અલ્લાહ તઆલા ! હરામથી બચાવી, પોતાના હલાલ વડે તું મારી કિફાલત ફરમાવ (તું મારા વતી જવાબદાર બની જા) અને પોતાના ફઝલ વડે તું મને તારા સિવાયથી બેનિયાઝ ફરમાવી દે.

('મિશ્કાત')

[૨૧]

## પહાડના બરાબર કર્ઝથી છુટકારો પામવાની દુઆ

اَللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِى الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ
مِمَّنْ تَشَآءُ ز وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ط بِيَدِكَ
الْخَيْرُ ط اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿٢٦﴾ تُوْلِجُ الَّيْلَ فِى النَّهَارِ

وَتُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ ۫ وَتُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَتُخْرِجُ
الْمَيِّتَ مِنَ الْحَيِّ ۫ وَتَرْزُقُ مَنْ تَشَاءُ بِغَيْرِ حِسَابٍ ﴿٢٧﴾
رَحْمٰنَ الدُّنْيَا وَالْاٰخِرَةِ تُعْطِيْهُمَا مَنْ
تَشَاءُ وَتَمْنَعُ مِنْهُمَا مَنْ تَشَاءُ ، اِرْحَمْنِيْ
رَحْمَةً تُغْنِيْنِيْ بِهَا عَنْ رَّحْمَةِ مَنْ سِوَاكَ ط

અર્થ : “હે અલ્લાહ ! હે તમામ મુલ્કના માલિક ! તું (મુલ્કનો જેટલો હિસ્સો ચાહે) જેને ચાહે તેને આપે છે અને જેનાથી ચાહે મુલ્ક(નો હિસ્સો) લઈ લે છે અને જેને ચાહે ગાલિબ કરી દે છે અને જેને ચાહે પરાસ્ત કરી દે છે. તારા જ ઈખ્તિયારમાં બધી ભલાઈ છે. બેશક, તું જ દરેક ચીજ પર પૂરી કુદરત રાખવાવાળો છે.

હે દુનિયા અને આખિરતના મહેરબાન બાદશાહ ! તું જેને ચાહે બંને (દુનિયા તથા આખિરત) અતા ફરમાવે અને જેને ચાહે બંનેને રોકી દે છે, મારા ઉપર એવી રહમત ફરમાવ જેના ઝરીઆથી તારા સિવાયની રહમતથી મને મુસ્તગ્ની-બેપરવા કરી દે.”

(મજમઉઝ ઝવાઈદ : ૧/૨૧૭, અલ અદઈય્યહ,
અદ્દુઆઉ લિ-કઝાઈદ્દેન, રકમ : ૧૭૪૪૩)

ફઝીલત : હઝરત મુઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત છે કે, એક વખત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જુમ્આના દિવસે મને ન જોયો. જયારે આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નમાઝ પઢાવી તો મારી પાસે તશરીફ લાવ્યા અને

ઈરશાદ ફરમાવ્યો કે, તમે જુમ્આના દિવસે કેમ ન આવ્યા ? મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મારા ઉપર એક યહૂદીનું એક અવકિયહ ચાંદી કર્ઝ હતું. હું આપની પાસે આવી રહ્યો હતો, પરંતુ રસ્તામાં એણે મને રોકી લીધો. બસ, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે મુઆઝ ! શું હું તમને એવી દુઆ ન બતાવી દઉં કે જેને તમે પઢો તો અગર તમારા ઉપર પહાડના બરાબર (અને એક રિવાયતના મુતાબિક ઉહદ પહાડના બરાબર) કર્ઝ હશે તો અલ્લાહ તબારક વ તઆલા એને અદા ફરમાવી દેશે. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોકત દુઆ તાલીમ ફરમાવી.

[૨૨]

## પરેશાનહાલી અને કર્ઝ દૂર કરવા માટેની દુઆ

સૂચના :

દરરોજ સવારે આ દુઆ પઢે :

بِسْمِ اللّٰهِ عَلٰى نَفْسِىْ وَاَهْلِىْ وَمَالِىْ، اَللّٰهُمَّ بَارِكْ لِىْ فِيْمَا قُدِّرَ لِىْ وَاَرْضِنِىْ بِمَا قَضَيْتَ حَتّٰى لَا اُحِبَّ تَعْجِيْلَ شَىْءٍ اَخَّرْتَ وَتَاْخِيْرَ شَىْءٍ عَجَّلْتَ ط

અર્થ : મારા જાન અને (મારા) ઘરવાળા અને (મારા) માલને અલ્લાહને સોંપું છું. હે અલ્લાહ ! જે ચીજો મારી કિસ્મતમાં તેં લખી છે તેમાં બરકત આપ અને તારા હુકમ પર મને રાજી રાખ. જે ચીજ મોડેથી ( વિલંબથી) મળનાર હોય તે જલદી મળે એવી ઈચ્છા ન કરું

અને જે ચીઝ જલદી મળનાર હોય તે મોડેથી ( વિલંબથી) મળે એવી (હું) ઈચ્છા ન કરું. ('મિશ્કાત શરીફ')

[૨૩]

## માલમાં વૃદ્ધિ અને કર્ઝની અદાયગી માટેની દુઆ

હઝરત બદ્ર બિન અબ્દુલ્લાહ અલ્ મુઝની (રદિ.)થી રિવાયત છે કે, મેં અરજ કરી : યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! હું પોતાનાં બાળબચ્ચાં માટે કમાનાર એક વ્યક્તિ છું, મારા માલમાં વધારો થતો નથી, તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : હે બદ્ર બિન અબ્દુલ્લાહ (રદિ.)! જ્યારે તમે સવાર કરો, તો આ પ્રમાણે (આ કલિમાત) પઢયા કરો :

بِسْمِ اللّٰهِ عَلٰى نَفْسِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى اَهْلِىْ وَمَالِىْ.
اَللّٰهُمَّ رَضِّنِىْ بِمَا قَضَيْتَ لِىْ وَعَافِنِىْ فِيْمَا أَبْقَيْتَ
حَتّٰى لَا أُحِبَّ تَعْجِيْلَ مَا أَخَّرْتَ
وَلَا تَأْخِيْرَ مَا عَجَّلْتَ ط

અર્થ : અલ્લાહના નામની (બરકત નાઝિલ થાય) મારી ઝાત પર તથા અલ્લાહના નામની (બરકત નાઝિલ થાય) મારા બાળબચ્ચાં અને મારા માલ પર. હે અલ્લાહ ! જે વાતનો તું મારા માટે ફેંસલો કરે, તેના પર તું મને રાજી રાખ અને જે ચીજ–વસ્તુને તું (મારા માટે) બાકી રાખે, તેમાં તું મને આફિયત અતા ફરમાવ, અહિંયા

સુધી કે હું એવી ચીજ (પ્રાપ્ત કરવા)માં ઉતાવળ કરવાને પસંદ ન કરું, જેને તું મુઅખ્ખર (વિલંબિત) કરે અને હું એવી ચીજના વિલંબને પસંદ ન કરું, જેમાં તું જલદી કરે.

હું આ કલિમાતને પઢવા લાગ્યો, તો મારા માલમાં વધારો થઈ ગયો અને મારું કર્ઝ (પણ) અદા થઈ ગયું તથા અલ્લાહ તઆલાએ મને અને મારા બાળબચ્ચાં–પરિવારજનોને ગની (ધનવાન–બેનિયાઝ) બનાવી દીધાં.

('અબૂ નુઐમ', 'મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ' : ૧૨૪)

[૨૪]

## બેનિયાઝી, ડર (બીક), રોઝી, કર્ઝ અને દુશ્મનોથી હિફાઝત માટે દુઆ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

يَا اَللّٰهُ يَا اَحَدُ يَا وَاحِدُ يَا مَوْجُوْدُ يَا جَوَّادُ يَا بَاسِطُ

يَا كَرِيْمُ يَا وَهَّابُ يَا ذَا الطَّوْلِ يَا غَنِيُّ يَا مُغْنِيُ

يَا فَتَّاحُ يَا رَزَّاقُ يَا عَلِيْمُ يَا حَكِيْمُ يَا حَيُّ يَا قَيُّوْمُ

يَا رَحْمٰنُ يَا رَحِيْمُ يَا بَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ

يَا ذَا الْجَلَالِ وَالْاِكْرَامِ يَا حَنَّانُ يَا مَنَّانُ نَفِّحْنِيْ

مِنْكَ بِنَفْحَةِ خَيْرٍ تُغْنِيْنِيْ بِهَا عَمَّنْ سِوَاكَ اِنْ

تَسْتَفْتِحُوْا فَقَدْ جَاءَ كُمُ الْفَتْحُ اِنَّا فَتَحْنَا لَكَ فَتْحًا مُّبِيْنًا ط نَصْرٌ مِّنَ اللّٰهِ وَفَتْحٌ قَرِيْبٌ ط اَللّٰهُمَّ يَاغَنِيُّ يَاحَمِيْدُ يَامُبْدِئُ يَامُعِيْدُ يَاوَدُوْدُ يَاذَاالْعَرْشِ الْمَجِيْدُ يَافَعَّالٌ لِّمَايُرِيْدُ ط اِكْفِنِيْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ وَاَغْنِنِيْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ وَاحْفَظْنِيْ بِمَاحَفِظْتَ بِهِ الذِّكْرَوَانْصُرْنِيْ بِمَانَصَرْتَ بِهِ الرُّسُلَ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

(الترغيب)

અર્થ : હે અલ્લાહ! હે પોતાની ખુદાઈમાં અનન્ય ! હે પોતાની મઅબૂદિયતમાં અજોડ ! હે મવજૂદ ! હે ઘણાં સખી ! હે ઘણું આપનાર ! હે કરમ-કૃપા કરનાર ! હે (અમારી) લાયકાત વગર ઘણું આપનાર ! હે(મખ્લૂકથી) બેનિયાઝ કરનાર ! હે મુશ્કેલીઓ દૂર કરનાર ! હે રોઝી આપનાર ! હે ઈલ્મવાળા ! હે હિકમતવાળા ! હે હંમેશા અમર રહેનાર ! હે હંમેશા કાયમ રહેનાર ! હે રહમાન ! હે રહીમ ! હે આસમાન અને જમીનના સર્જનહાર ! હે જલાલ અને ઈકરામવાળા ! હે ઘણી મહેરબાની કરવાવાળા ! હે ઘણા એહસાનવાળા ! તારા તરફથી ભલાઈની એવી રૂહ ફૂંકી દે કે તેનાથી તું મને તારા સિવાય અન્યોથી બેનિયાઝ કરી દે. જો તમે ફતહ અને કામિયાબી ચાહશો તો તમને કામિયાબી મળશે. બેશક, અમે આપને

ખુલ્લી ફતહ આપી. અલ્લાહના તરફથી મદદ અને ફતહ નજદીક છે. હે અલ્લાહ ! હે ગની ! હે તારીફના લાયક ! હે મવજૂદ ! હે સૌને જીવંત કરનારા ! હે નેક લોકોથી મુહબ્બત કરનાર ! હે અર્શના માલિક અને અઝમતવાળા ! હે પોતાના ઈરાદાને પૂરા કરનાર ! મને હરામ રોઝીથી બચાવ અને હલાલ રોઝી આપ. મારા માટે તું કાફી થઈ જા, અને પોતાના ફઝલથી પોતાના સિવાય અન્યોથી મને બેનિયાઝ કરી દે. અને પોતાની કુદરતે કામિલહના વાસ્તે જેનાથી તેં કુર્આને કરીમની હિફાઝત કરી છે, મારી (પણ) હિફાઝત કર, અને મારી મદદ કર પોતાની પૂરી કુદરતના મારફતે જેનાથી તેં પોતાના રસૂલોની મદદ કરી. બેશક, તું દરેક ચીજ પર સર્વશકિતમાન છે.

('તરગીબ')

## ફઝીલત

જે શખ્સ ઉપરની દુઆને દરેક નમાઝ બાદ પાબંદીથી પઢશે, ખાસ કરીને જુમ્આની નમાઝ બાદ તો અલ્લાહ તઆલા

* દરેક ડર (બીક)થી તેની હિફાઝત કરશે અને
* તેના દુશ્મનોથી તેને મદદ કરશે,
* તેને બેનિયાઝ કરશે અને
* તેને ગુમાન (ધારણા) પણ ન હોય તેવી જગ્યાએથી તેને રોઝી આપશે, અને–
* તેની જિંદગી તેના પર આસાન કરશે અને
* તેનું કર્ઝ અદા કરશે, ભલે ને તે પહાડ બરાબર હશે, અલ્લાહ તઆલા પોતાના ફઝલો-કરમથી તેને પૂરું કરશે. ('તરગીબ')

[૨૫]

## ઝુલ્મ અને હલાકતથી હિફાઝત તથા દરેક પ્રકારની પરેશાનીથી છુટકારાની ખાસ દુઆ

**દુઆ–એ–કર્બ :**

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْعَظِيْمُ الْحَلِيْمُ ط لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ط لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ وَرَبُّ الْاَرْضِ وَرَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ط

ફઝીલત : બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં છે કે, હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જયારે કોઈ બેચેની અને પરેશાનીનો સામનો કરવો પડતો, તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપરની દુઆ પઢતા હતા.

ઈમામ તબરી (રહ.)એ ફરમાવ્યું કે, સલફે સાલિહીન (પૂર્વજ બુઝુર્ગો) આ દુઆને "દુઆએ કર્બ" તરીકે ઓળખતા હતા અને મુસીબત તથા પરેશાની વખતે આ કલિમાત પઢીને દુઆ માંગતા રહેતા હતા. ('કુતુર્બી', 'મઆરિફુલ કુર્આન' : ૪ / ૫૧૧)

[૨૬]

## સખત પરેશાની વખતે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اسْتُرْ عَوْرَاتِنَا وَاٰمِنْ رَّوْعَاتِنَا ط

અર્થ : હે અલ્લાહ ! અમારા એબોને છૂપા રાખ અને અમારી ગભરામણને સંતોષ અને શાંતિથી બદલી આપ.

ફઝીલત : હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે, અમે ગઝવ-એ-ખન્દકના દિવસે હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં અરજ ગુઝારી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! શું આવા નાઝુક અને કપરા સમયે પઢવાની એવી કોઈ દુઆ છે, જેની મદદથી અમે બારગાહે ઈલાહીમાં અરજ ગુઝારી શકીએ ? કારણ કે, અમારાં દિલ ગભરામણથી ઊછળી ઊછળીને ગળે આવી રહ્યાં છે. જવાબમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મજકૂર દુઆ પઢવાની તલ્કીન ફરમાવી. ('મુસ્નદે અહમદ')

[૨૭]

## ચિંતા અને પરેશાની વખતે પઢવાની દુઆ

يَا حَيُّ يَا قَيُّوْمُ بِرَحْمَتِكَ اَسْتَغِيْثُ
يَا ذَا الْجَلَالِ وَالْاِكْرَامِ ط

અર્થ : હે તે ઝાત, જે હંમેશા જીવંત અને કાયમ રહેવાવાળી છે ! હે જલાલ અને ઈઝઝ્તવાળી ઝાત ! તારી રહમત વડે હું મદદ ચાહું છું.

ફઝીલત : હઝરત અનસ (રદિ.)નું બયાન છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ્યારે કોઈ મુસીબત અને પરેશાની લાગુ પડતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મજકૂર દુઆ પઢતા હતા. ('નસાઈ શરીફ')

[૨૮]

## દુનિયા અને આખિરતના તમામ ગમોથી છુટકારો

حَسْبِیَ اللّٰهُ ۖ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ عَلَیْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِیْمِ ﴿۱۲۹﴾ (التّوبة۹:۱۲۹)

અર્થ : અલ્લાહ મને બસ છે. તેના સિવાય કોઈ મા'બૂદ નથી, મને તેના ઉપર ભરોસો છે અને તે જ મોટા તખ્તનો માલિક છે.

ખાસિયત : હઝરત અબુ દરદાઅ્(રદિ.)ની રિવાયત મુજબ જે માણસ દરરોજ સવાર–સાંજ ૭ વાર આ દુઆ પઢશે તો દુનિયા અને આખિરતના તમામ ગમોથી અલ્લાહ તઆલા તેને છુટકારો આપશે. ('ઈબ્નુસ્સુન્ની', 'હિસ્ન' : ૧૫૯)

બીજી રિવાયતમાં છે કે એને પઢનાર ઊંચી જગ્યાએથી પડવા, ડૂબવા કે બળવાથી મરશે નહિં.

('રૂહુલ મઆની' પેજ-૫૩, પારહ-૧૧, 'અબૂ દાવૂદ')

[૨૯]

## જે માણસ દુનિયાના બધા સહારાથી નાઉમ્મીદ થઈ ગયો હોય તેના માટે એક સર્વગાહી દુઆ

اَللّٰهُمَّ رَحْمَتَكَ اَرْجُوْا فَلَا تَكِلْنِیْ اِلٰی طَرْفَةَ عَیْنٍ وَاَصْلِحْ لِیْ شَاْنِیْ كُلَّهٗ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી રહમતની આશા રાખું છું કે તું મને એક

ઘડી માટે પણ મારા નફસના હવાલે કરીશ નહિ અને મારાં બધાં જ કામોને દુરુસ્ત ફરમાવી દે. (બેશક) તારા સિવાય કોઈ હાકિમ અને મા'બૂદ નથી. ('તિર્મિઝી શરીફ')

[૩૦]

## અલ્લાહ તઆલા ગમને ખુશીથી બદલી આપશે

اَللّٰهُمَّ اِنِّیْ عَبْدُکَ وَابْنُ عَبْدِکَ وَابْنُ اَمَتِکَ، نَاصِیَتِیْ بِیَدِکَ، مَاضٍ فِیَّ حُکْمُکَ عَدْلٌ فِیَّ قَضَاءُکَ، اَسْئَلُکَ بِکُلِّ اِسْمٍ هُوَ لَکَ سَمَّیْتَ بِهٖ نَفْسَکَ اَوْ عَلَّمْتَهٗ اَحَدًا مِّنْ خَلْقِکَ اَوْ اَنْزَلْتَهٗ فِیْ کِتَابِکَ اَوِ اسْتَأْثَرْتَ بِهٖ فِیْ عِلْمِ الْغَیْبِ عِنْدَکَ اَنْ تَجْعَلَ الْقُرْاٰنَ رَبِیْعَ قَلْبِیْ وَ نُوْرَ صَدْرِیْ، وَجَلَاءَ حُزْنِیْ، وَذَهَابَ هَمِّیْ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારો ગુલામ છું અને તારા ગુલામનો પુત્ર છું અને તારી બાંદીનો પુત્ર છું. મારી પેશાની તારા કબજામાં છે. તારો હુકમ મારા ઉપર ચાલે છે, મારા વિશે કરેલો તારો ફેંસલો ઈન્સાફવાળો છે. હું તારાથી તારા તે ઈસ્મે આ'ઝમના વસીલાથી દુઆ કરું છું કે જે નામ તારા માટે ખાસ છે અથવા તેં પોતાની કોઈ મખ્લૂકને શિખવાડયાં છે અથવા કુર્આનમાં ઉતાર્યાં છે અથવા પોતાના ગૈબના ખઝાનામાં મહફૂઝ રાખ્યાં છે કે તું કુર્આનને મારા દિલની બહાર, મારી આંખોની રોશની બનાવી દે અને મારા ગમ

અને પરેશાનીઓને ખત્મ થવાનો ઝરીઓ બનાવી દે.

ફઝીલત : હદીષ શરીફમાં છે કે, જે માણસ કોઈ ગમ યા ફિક્રમાં પરેશાન હોય તો તે આ કલિમાત-શબ્દોના ઝરીએ દુઆ કરે.

ઈર્શાદ ફરમાવ્યો : જે માણસ પણ આ કલિમાત પઢશે, તો અલ્લાહ તઆલા એના ગમ–પરેશાનીને યકીનન કુશાદગી–વિશાળતાથી બદલી આપશે.

સહાબએ કિરામ (રદિ.)એ ફરમાવ્યું :
શું અમે (આ દુઆ) બીજાઓને પણ ન શીખવીએ ?

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે :
'કેમ નહિ, તમે આ કલિમાત–દુઆની તાલીમ આપો.'

('મુસ્નદે અહમદ' ૩૭૦૪, ૧/૬૪૬)

[૩૧]

## દિવસ દરમિયાન દરેક બુરાઈથી મહફૂઝ રહેવાની દુઆ

حٰمٓ ﴿١﴾ تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْعَلِيْمِ ۙ﴿٢﴾
غَافِرِ الذَّنْۢبِ وَقَابِلِ التَّوْبِ شَدِيْدِ الْعِقَابِ ۙ ذِى
الطَّوْلِ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ اِلَيْهِ الْمَصِيْرُ ﴿٣﴾ (المؤمن ٤٠: ١-٣)

અર્થ : હા–મીમ. આ કિતાબ (કુર્આન) અલ્લાહ તઆલા તરફથી ઉતારવામાં આવી છે, જે ઝબરદસ્ત (અને) દરેક વસ્તુને જાણનાર છે, જે ગુનાહોને માફ કરનાર અને તૌબા કબૂલ કરનાર છે,

કુદરતવાળો છે. તેના સિવાય કોઈ મા'બૂદ નથી. સૌએ તેના જ તરફ પાછા ફરવાનું છે. (સૂરએ મુઅમિન, આયત : ૧,૨,૩)

ફઝીલત : હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, શરૂ દિવસમાં જે કોઈ માણસ આયતુલ કુર્સી અને સૂરએ મુઅ્મિનની (મજકૂર) પહેલી ત્રણ આયતો પઢશે, તો તે માણસ તે દિવસે દરેક પ્રકારની બુરાઈ અને મુસીબતથી સુરક્ષિત રહેશે. ('મુસ્નદે બઝ્ઝાર')

[૩૨]

## દરેક પ્રકારની આફત–બલાથી બચેલો રહેશે

اَللّٰهُ حَفِيْظٌ لَطِيْفٌ قَدِيْمٌ اَزَلِيٌّ حَيٌّ قَيُّوْمٌ لَّا يَنَامُ ط

ફઝીલત : જે માણસ સફરમાં આ દુઆ સાત વાર પઢશે તો તે દરેક પ્રકારની આફત–બલાથી બચેલો રહેશે. લખીને સાથે રાખશે તો સવારીના ખતરાથી મહફૂઝ રહેશે. લખીને જો ઘરમાં અથવા પેટીમાં રાખશે તો ચોરીનો ડર ન રહેશે. રોજ સવાર-સાંજ ૧૧ વાર પઢશે તો અમનો–અમાનમાં રહેશે. માલમાં બરકત થશે; દુ:ખ–પરેશાની દૂર થશે. ('મુફીદ દુઆઓંકા ગુલદસ્તા')

[૩૩]

## મુશ્કિલ કામની આસાની માટે અને સંકટ સમયે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

اَللّٰهُمَّ لَا سَهْلَ اِلَّا مَا جَعَلْتَهٗ سَهْلًا وَّ اَنْتَ

تَجْعَلُ الْحَزَنَ سَهْلًا اِذَا شِئْتَ ط

અર્થ : હે અલ્લાહ ! કોઈ પણ કામ આસાન નથી, સિવાય કે જેને તું આસાન કરી દે અને જ્યારે તું ચાહે છે ત્યારે પથરાળ જમીન (મુશ્કિલ કામો)ને પણ નરમ અને હમવાર (સપાટ) કરી દે છે.

('હિસ્ને હસીન')

[૩૪]

## કોઈને મુસીબતમાં જુએ તો પઢે

"اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ عَافَانِىْ مِمَّا ابْتَلَاهُ بِهٖ
وَفَضَّلَنِىْ عَلٰى كَثِيْرٍ مِّمَّنْ خَلَقَ تَفْضِيْلًا ط" (ترمذی)

અર્થ : સઘળા વખાણો તે અલ્લાહ તઆલા માટે છે, જેણે મને આફિયત બખ્શી અને સુરક્ષિત રાખ્યો, તે મુસીબત અને આફતથી જેમાં તું સંડોવાયેલો છે તથા પોતાની ઘણી મખ્લૂકના ઉપર મને ફઝીલત આપી.

ફઝીલત : હઝરત રસૂલે ખુદા(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ કોઈ દુઃખી અને મુસીબતમાં આવી પડેલ આદમીને જોઈ મજકૂર દુઆ પઢશે તો એ દુઆને પઢવાવાળો ગમે તેવી મુસીબતથી મહફૂઝ રહેશે. ('તિર્મિઝી')

નોટ : આ દુઆ એટલા ધીમા અવાજે પઢવી જોઈએ કે તેને મુસીબતગ્રસ્ત વ્યકિત સાંભળી ન શકે.

'સુનને તિર્મિઝીમાં ઉપરોકત રિવાયત નોંધ્યા પછી હઝરત અબૂ

જા'ફરથી નકલ કરાયું છે કે, આ શબ્દો પોતાના દિલમાં (મનોમન) કહે અને મુસીબતગ્રસ્ત વ્યકિતને આ શબ્દો સંભળાવે નહિ (અકાબિર–પૂર્વજ બુઝુર્ગોએ સૂચવ્યું છે કે, જો તે વ્યકિત કોઈ મુસીબતમાં સપડાયેલી હોય તો એ સાંભળી શકે એવી રીતે ન કહે અને જો તે વ્યકિત કોઈ ગુનાહમાં ગિરફતાર હોય તો એ સાંભળી શકે એવી રીતે કહે, જેથી તે બોધ ગ્રહણ કરે–ઈબ્રત પકડે).('હિસ્ન' : ૩૬૬) હસન ભડકોદ્રવી,

[૩૫]

## મુસીબતનો અજ્ર (વળતર) અને નેઅ્મલ્ બદલ હાસિલ થવાની દુઆ

اَللّٰهُمَّ اَجِرْنِىْ فِىْ مُصِيْبَتِىْ وَاخْلُفْ لِىْ خَيْرًا مِّنْهَا ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! મને પોતાની આ મુસીબતમાં અજર અતા ફરમાવ અને મારા માટે એનાથી પણ સારી વસ્તુની વ્યવસ્થા ફરમાવ.

ફઝીલત : હઝરત ઉમ્મે સલમહ રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે, હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો : "જે મુસલમાન કોઈ મુસીબતમાં સપડાયેલો હોય અને અલ્લાહ તઆલાના ઈર્શાદ પ્રમાણે

اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾ (البقرة ٢:١٥٦)

[ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન]

પઢે અને પછી આ દુઆ માંગે :

હે અલ્લાહ ! તું મારી આ મુસીબતમાં મને અજ્ર અતા ફરમાવ

અને બેહતરીન (શ્રેષ્ઠ) બદલો અર્પણ ફરમાવ, તો અલ્લાહ તઆલા તે મુસીબતમાં તેને બદલો અતા ફરમાવે છે અને બેહતરીન (શ્રેષ્ઠ) બદલાથી નવાઝે છે.'' ['મુસ્લિમ શરીફ']

[૩૬]

## હાજત તત્કાળ પૂરી થવાની દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ، وَاَتَوَجَّهُ اِلَیْکَ بِنَبِیِّکَ
سَیِّدِنَا مُحَمَّدِ نِالنَّبِیِّ الرَّحْمَةِ، (یَارَسُوْلَ اللّٰهِ) اِنِّیْ
تَوَجَّهْتُ بِکَ اِلٰی رَبِّیْ فِیْ حَاجَتِیْ "هٰذِهٖ" لِتُقْضٰی لِیْ
اَللّٰهُمَّ فَشَفِّعْهُ فِیَّ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારાથી માંગું છું અને તારી તરફ ધ્યાન કેન્દ્રિત કરું છું, તારા નબી સય્યિદુના મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તુફૈલથી જે નબીએ રહમત છે. યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! હું આપના તુફૈલથી પોતાના રબના તરફ પોતાની હાજતના માટે ધ્યાનિત થયો, જેથી મારી હાજત પૂરી કરવામાં આવે. હે અલ્લાહ ! તું આપ (સલ.)ને મારા હકમાં શફાઅત (ભલામણ) કરનાર બનાવ અને કબૂલ ફરમાવ.

નોટ : 'હાઝિહી' ની જગ્યાએ પોતાની હાજતનું નામ લે અથવા તેની કલ્પના કરે.

('તિર્મિઝી શરીફ' : ૨/૧૯૮, હદીષ નં. : ૩૫૭૯, 'ઈબ્નુસ્સુન્ની' : ૧૬૦, હદીષ નં. : ૮૨૬, 'અલ્ ફત્હુર્રબ્બાની તરતીબુ મુસ્નદિ અહમદ' : ૧૪/૨૯૮)

## અનુભવ

### ના-બીના સહાબી (રદિ.) દેખતા થઈ ગયા

હદીષે પાકમાં છે કે એક ના-બીના સહાબી (રદિ.)એ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં આવીને અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! દુઆ ફરમાવી દો કે અલ્લાહ તઆલા મને આફિયત (કુશળતા) આપે (અર્થાત્ જોવાની શકિત નસીબ થાય). આ સાંભળીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "જો તમે જોવાની શકિત ઈચ્છતા હોવ તો હું દુઆ કરી દઉં અને જો આખિરતનો સવાબ ઈચ્છતા હોવ તો (અંધાપા) પર સબ્ર કરી લો."

તેમણે અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! દુઆ જ ફરમાવી દો, જેથી મારી મુહતાજી દૂર થઈ જાય. આ સાંભળીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"જાઓ ! સારી રીતે વુઝૂ કરીને (બે રકા'ત નમાઝ પઢવા પછી) આ દુઆ પઢો." જેથી તે ના-બીના સહાબી (રદિ.)એ આ (ઉપર જણાવેલ) દુઆ માંગી, તો અલ્લાહ તઆલાના ફઝલ(મહેરબાની)થી તત્કાળ અંધાપો દૂર થઈ ગયો.

[૩૭]

### રોઝીમાં વિશાળતા માટે વુઝૂ દરમિયાન પઢવાની દુઆ

اَللّٰهُمَّ اغْفِرْ لِيْ ذَنْبِيْ وَوَسِّعْ لِيْ فِيْ دَارِيْ

وَبَارِكْ لِيْ فِيْ رِزْقِيْ ط

અર્થ : હે અલ્લાહ ! મારા ગુનાહ માફ કરી દે. અને મારા ઘરમાં મારા માટે વિશાળતા પેદા કર અને મારી રોઝીમાં બરકત અતા ફરમાવ. ('હયાતુસ્સહાબા' : ૩/૩૭૯, 'અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૪/૨૮૪, 'અમલુલ્ યવ્મિ વલ્લયૂલહ' : ૧૪, હદીષ નંબર : ૨૮)

[૩૮]

## રોઝીની વૃદ્ધિનો અમલ

اَسْتَغْفِرُ اللّٰهَ رَبِّيْ مِنْ كُلِّ ذَنْبٍ
اَذْنَبْتُهٗ وَاَتُوْبُ عَلَيْهِ ط

જનાબ રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે વ્યકિત ઈસ્તિગફારનો વઝીફો હંમેશા પઢતો રહેશે, તો અલ્લાહ તઆલા એને દરેક પ્રકારના કષ્ટ–તાણથી સુરક્ષિત રાખે છે અને એવી જગ્યાએથી રોઝી આપે છે, જયાંથી તેને વહેમ પણ ન હોય, તે ઈસ્તિગફાર ઉપર મુજબ છે. ('અબૂ દાવૂદ', 'નસાઈ')

[૩૯]

## રોઝી વિશાળ થવા માટે અને મખ્લૂકની મુહતાજીથી બચવા માટે દુઆ

رَبَّنَآ اَنْزِلْ عَلَيْنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ تَكُوْنُ لَنَا

عِيۡدًا لِّاَوَّلِنَا وَاٰخِرِنَا وَاٰيَةً مِّنۡكَ ۚ وَارۡزُقۡنَا وَاَنۡتَ خَيۡرُ الرّٰزِقِيۡنَ ﴿۱۱۴﴾ (المائدة:۵:۱۱۴)

અર્થ : હે મારા રબ ! અમારા ઉપર આસમાનથી (ભોજનનાં) થાળ ઉતાર, જે અમારા આગલાઓ માટે અને પાછલાઓ માટે ઈદ બને અને તારા તરફ નિશાની (બને) અને અમને રોઝી આપ અને તું સૌથી સરસ રોઝી આપનાર છે. ('સૂરએ માઈદહ' આયત નંબર-૧૧૪)

[૪૦]

## દીન, દુનિયા અને આખિરતની સુધારણા માટે દુઆ

اَللّٰهُمَّ اَصۡلِحۡ لِیۡ دِیۡنِیَ الَّذِیۡ هُوَ عِصۡمَتُ اَمۡرِیۡ وَاَصۡلِحۡ لِیۡ دُنۡیَایَ الَّتِیۡ فِیۡهَا مَعَاشِیۡ وَاَصۡلِحۡ لِیۡ اٰخِرَتِیَ الَّتِیۡ فِیۡهَا مَعَادِیۡ وَاجۡعَلِ الۡحَیٰوةَ زِیَادَةً لِّیۡ فِیۡ كُلِّ خَیۡرٍ وَّاجۡعَلِ الۡمَوۡتَ رَاحَةً لِّیۡ مِنۡ كُلِّ شَرٍّ ط

અર્થ : હે અલ્લાહ ! મારા દીનને સુધાર, જે મારા હકમાં બચાવ છે અને સુધાર મારી દુનિયાને, જેમાં મારી રોઝી છે અને સુધાર મારી આખિરતને જયાં મારે જવાનું છે અને કર જિંદગીમાં ઉન્નતિ દરેક ભલાઈમાં અને કર મોતને મારા માટે ચેન દરેક બુરાઈથી.

('તિર્મિઝી શરીફ')

[૪૧]

# રોઝીની સમસ્યા આસાન કરવાનો એકદમ આસાન અમલ

## દુનિયામાં રોઝી આપશે અને વફાત પછી જન્નત મળશે

ફઝીલત : હઝરત અબૂ ઉમામહ (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, "ત્રણ માણસોની રોઝી અને જન્નતનો અલ્લાહ તઆલા ઝામિન છે, એટલે કે જયાં સુધી જીવતો રહેશે ત્યાં સુધી અલ્લાહ તેમને રોઝી આપશે અને મરવા પછી જન્નત અતા કરશે :

(૧) એક તે માણસ જે ઘરમાં આવી ઘરવાળાઓને સલામ કરે છે.

(૨) બીજો તે માણસ જે મસ્જિદ તરફ નમાઝ માટે જતો રહે છે.

(૩) ત્રીજો તે માણસ જે જિહાદ ફી સબીલિલ્લાહ (અલ્લાહના માર્ગમાં જિહાદ) માટે ઘરેથી નીકળે છે. ('અબૂ દાવૂદ શરીફ')

જરા વિચારો ! જન્નત તેને જ મળશે, જે આ દુનિયાથી ઈમાન સાથે ગયો હશે અથવા ગઈ હશે. ઈન્શાઅલ્લાહ, ઉપરનાં આ'માલ કરવાથી જે તે માણસનાં "હુસ્ને ખાતિમહ"ની બશારત છે. અલ્લાહ પાક અમલ કરવાની તૌફીક અતા ફરમાવે. દુનિયામાં રોઝી-રોટીનો મસ્અલો હલ થઈ જશે અને ઈન્શાઅલ્લાહ આ દુનિયાથી ઈમાન સાથે વફાત પામશે.

[૪૨]

# તીવ્ર ફાકહ (ભૂખની હાલત) દૂર કરવા અને રોઝીમાં વિશાળતા માટે સૌથી સહેલા બે ઉપાયો

(૧)

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۝ (الاخلاص ١١٢:١)

'કુલ્ હુ-વલ્લાહુ અહદ' (પા. : ૩૦, સૂરએ 'ઈખ્લાસ')

ફઝીલત : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "જે માણસ ઘરમાં દાખલ થતી વખતે સૂરએ 'ઈખ્લાસ' પઢશે, તો અલ્લાહ તઆલા તેનાથી અને તેના પડોશીઓથી તંગી અને ભૂખમરાને દૂર કરી દેશે." ('કુર્તુબી નકલન્ અનિત્તબરાની' : ૧૦/૧૯૮)

## અનુભવ

### એવી બરકત જેનાથી પડોશીને પણ લાભ થવા લાગ્યો

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજલિસમાં એક સહાબી (રદિ.) પોતાની ગરીબી અને ભૂખની હાલત તેમજ રોઝીની તંગીની ફરિયાદ લઈને હાજર થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને ઉપાયરૂપે ફરમાવ્યું : જયારે પણ તમે ઘરમાં દાખલ થાઓ ત્યારે જો ઘરમાં કોઈ હાજર હોય તો સલામ કરો અને જો કોઈ હાજર ન હોય તો મારા પર દુરૂદ શરીફ મોકલો. તદુપરાંત, એક વખત સૂરએ 'ઈખ્લાસ' પઢો." તે સહાબી (રદિ.)એ એ પ્રમાણે જ કર્યું. અલ્લાહ તઆલાએ રોઝીમાં એવી વિશાળતા પેદા કરી દીધી કે તેઓ પોતાના પડોશીઓની મદદ કરવા લાગ્યા. ('કુર્તુબી' : ૧૦/૧૯૮)

(૨)

"سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ،
سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ، اَسْتَغْفِرُ اللّٰهَ"

સુબ્હે સાદિક થાય ત્યારે આ ત્રણે જુમ્લાઓ (વાકયો) ૧૦૦ (એક સો) વખત પઢે.

## અનુભવ

### રિસાયેલી દુનિયાની સંપત્તિ એવી આવી પહોંચી કે તેને કયાં રાખવી એ જ સમજમાં આવતું નહોતું

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે એક સહાબી (રદિ.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં તંગી અને ભૂખમરાની ફરિયાદ આ શબ્દોમાં કરી :"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! દુનિયા તો જાણે મારાથી રિસાઈ ગઈ અને તેણે મારા તરફથી મોંઢું ફેરવી લીધું છે (જેથી કોઈ ઉપાય બતાવો.)"

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ) ફરમાવ્યું :

"ફરિશ્તાઓની દુઆ અને અસંખ્ય મખ્લૂકની મશહૂર અને જાણીતી તસ્બીહથી તમે શા માટે ગાફિલ (બેપરવાહ) છો ? અરે ! તેનાથી જ તો લોકોને રોઝી આપવામાં આવે છે. એટલા માટે તમે દરરોજ સુબ્હે સાદિકના સમયે તેને પઢયા કરો.

"سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ.
سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ. اَسْتَغْفِرُ اللّٰهَ"

પછી જો ! ઈન્શાઅલ્લાહ આ દુનિયા તમારા પગતળે આવી જશે." જેથી તે સહાબી (રદિ.)એ આ અમલ શરૂ કર્યો. થોડા જ દિવસોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈને કહેવા લાગ્યા :

"لَقَدْ اَقْبَلَتْ عَلَیَّ الدُّنْيَا فَمَا اَدْرِیْ اَيْنَ اَضَعُهَا"

આ દુઆની બરકતથી તો આ માલ સામાન એટલો વિપુલતાથી મારી પાસે આવી ગયો છે કે હવે એ સમજમાં નથી આવતું કે તેને ક્યાં રાખું ? ('સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦/૨૨૭)

[૪૩]

## કુર્આન હિફ્ઝ (મોઢે) કરવા માટે અને યાદશક્તિમાં વધારો કરવા માટે દુઆ

اَللّٰهُمَّ ارْحَمْنِیْ بِتَرْكِ الْمَعَاصِیْ اَبَدًا مَا اَبْقَيْتَنِیْ، وَارْحَمْنِیْ اَنْ اَتَكَلَّفَ مَالَا يَعْنِيْنِیْ. وَارْزُقْنِیْ حُسْنَ النَّظَرِ فِيْمَا يُرْضِيْكَ عَنِّیْ. اَللّٰهُمَّ بَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ، ذَاالْجَلَالِ وَالْاِكْرَامِ وَالْعِزَّةِ الَّتِیْ لَا تُرَامُ. اَسْئَلُكَ يَا اَللّٰهُ يَا رَحْمٰنُ. بِجَلَالِكَ وَ نُوْرِ وَجْهِكَ. اَنْ يُلْزِمَ

قَلْبِیْ حِفْظَ کِتَابِکَ، کَمَا عَلَّمْتَنِیْ. وَارْزُقْنِیْ، اَنْ اَتْلُوْهُ
عَلَی النَّحْوِالَّذِیْ یُرْضِیْکَ عَنِّیْ. اَللّٰهُمَّ بَدِیْعَ السَّمٰوٰتِ
وَالْاَرْضِ. ذَاالْجَلَالِ وَالْاِکْرَامِ وَالْعِزَّةِ الَّتِیْ لَا تُرَامُ،
اَسْئَلُکَ یَااَللّٰهُ یَارَحْمٰنُ. بِجَلَالِکَ وَنُوْرِ وَجْهِکَ،
اَنْ تُنَوِّرَ بِکِتَابِکَ بَصَرِیْ، وَاَنْ یُطْلَقَ بِهٖ لِسَانِیْ وَاَنْ
تُفَرِّجَ بِهٖ عَنْ قَلْبِیْ. وَاَنْ تَشْرَحَ بِهٖ صَدْرِیْ، وَاَنْ تَغْسِلَ
بِهٖ بَدَنِیْ، فَاِنَّهٗ لَا یُعِیْنُنِیْ عَلَی الْحَقِّ غَیْرُکَ. وَلَا یُؤْتِیْهِ
اِلَّا اَنْتَ، وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِیِّ الْعَظِیْمِ ط

અર્થ : હે અલ્લાહ ! જયાં સુધી તું મને જીવતો રાખે હંમેશા ગુનાહથી બચવાની અને લાભ વિનાની વાતો છોડવાની તૌફીક અતા ફરમાવ અને તે બસીરત (દુરંદેશી) અતા કર, જેનાથી તું રાજી થઈ જાય. હે અલ્લાહ ! આકાશો અને ધરતીના સર્જનહાર, બુઝુર્ગી અને ઇહતિરામ તેમજ ઈઝઝતવાળા, જયાં સુધી પહોંચવાનો ઈરાદો પણ નથી કરી શકાતો. હે અલ્લાહ ! હે રહમ કરવાવાળા ! હું તારાથી તારી બુઝુર્ગી અને તારી ઝાતના નૂરનો વાસ્તો આપીને માંગું છું કે જેવી રીતે તેં મને પોતાની કિતાબ (કુર્આને મજીદ) શીખાવી છે એ જ પ્રમાણે મને એની એવી તિલાવત કરવાની તવફીક નસીબ ફરમાવ, જેનાથી તું રાજી થઈ જાય. હે આકાશો અને ધરતીના પેદા કરનાર ! બુઝુર્ગી અને ઇહતિરામ તેમજ એવી ઇઝ્ઝતના માલિક, જેને પ્રાપ્ત

કરવાનો ઈરાદો પણ નથી કરી શકતા. હે અલ્લાહ ! હે અત્યંત રહમ કરનારા ! હું તારાથી તારી બુઝુર્ગી અને તારી ઝાતના નૂરનો વાસ્તો આપીને માંગું છું કે તું પોતાની કિતાબ(ની બરકત)થી મારી આંખોને તેજસ્વી કરી દે અને મારી ઝબાનને બોલનારી બનાવી દે અને મારા દિલમાંથી ગમ દૂર કરી દે અને તેની (બરકતથી) સીનાને ખોલી દે અને શરીરને ગુનાહોથી ધોઈ નાખ, કારણ કે તારા સિવાય કોઈ હક વાત પર મારી મદદ નથી કરી શકતો, કારણ કે આ તું જ કરી શકે છે અને તાકાત અને શકિત ઉચ્ચતર અને શ્રેષ્ઠતર અલ્લાહ તઆલાની મદદથી છે.

ફઝીલત : આ કલિમાતની બરકતથી દુઆ જરૂર કબૂલ થાય છે. હદીષ શરીફમાં છે કે "કસમ છે તે ઝાતની જેણે મને બરહક (સાચો) નબી બનાવીને મોકલ્યો છે, કોઈ મો'મિનની આ દુઆ કયારે રદ કરવામાં આવતી નથી." ('તિર્મિઝી શરીફ' : ૨/૧૯૭)

રીત : જુમ્અહની રાતના છેવટના ત્રીજા ભાગમાં અથવા એ જો મુશ્કેલ હોય તો રાતના દરમિયાની ભાગમાં અથવા રાતની શરૂઆતમાં ચાર રકા'ત નફલ નમાઝ એ રીતે પઢવામાં આવે કે :

* પહેલી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'યાસીન',
* બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'દુખાન',
* ત્રીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'અલિફ લામ મીમ સિજદહ' અને–
* ચોથી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'મુલ્ક' પઢો....

અને જ્યારે (અંતિમ કઅદહમાં) અત્તહિય્યાત પઢીને ફારિગ થઈ જાય તો આ રીતે દુઆ માંગો : પ્રથમ અલ્લાહ તઆલાની ખૂબ તા'રીફ અને પ્રશંસા બયાન કરો. તે પછી મારા પર પુષ્કળ દુરૂદ મોકલો. ઉપરાંત સર્વ અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામ પર સલામ

મોકલો. સર્વ મુઅમિન પુરુષો અને મુઅમિન સ્ત્રીઓના માટે અને તે મુસલમાન ભાઈઓના માટે જે તમારાથી પહેલાં મૃત્યુ પામ્યા છે, તેમના માટે ઈસ્તિગ્ફાર કરો. તે પછી આ (ઉપરવાળી) દુઆ પઢો.

# સૂરએ યાસીન

| | | |
|---|---|---|
| اٰیاتها ٨٣ | ٣٦ سُوْرَةُ یٰسٓ مَکِّیَّةٌ ٤١ | رکوعاتها ٥ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

یٰسٓ ۚ ﴿۱﴾ وَالْقُرْاٰنِ الْحَکِیْمِ ۙ ﴿۲﴾ اِنَّکَ لَمِنَ الْمُرْسَلِیْنَ ۙ ﴿۳﴾
عَلٰی صِرَاطٍ مُّسْتَقِیْمٍ ؕ ﴿۴﴾ تَنْزِیْلَ الْعَزِیْزِ الرَّحِیْمِ ۙ ﴿۵﴾ لِتُنْذِرَ
قَوْمًا مَّاۤ اُنْذِرَ اٰبَآؤُهُمْ فَهُمْ غٰفِلُوْنَ ﴿۶﴾ لَقَدْ حَقَّ الْقَوْلُ عَلٰۤی
اَکْثَرِهِمْ فَهُمْ لَا یُؤْمِنُوْنَ ﴿۷﴾ اِنَّا جَعَلْنَا فِیْۤ اَعْنَاقِهِمْ اَغْلٰلًا
فَهِیَ اِلَی الْاَذْقَانِ فَهُمْ مُّقْمَحُوْنَ ﴿۸﴾ وَجَعَلْنَا مِنْۢ بَیْنِ
اَیْدِیْهِمْ سَدًّا وَّ مِنْ خَلْفِهِمْ سَدًّا فَاَغْشَیْنٰهُمْ فَهُمْ لَا
یُبْصِرُوْنَ ﴿۹﴾ وَسَوَآءٌ عَلَیْهِمْ ءَاَنْذَرْتَهُمْ اَمْ لَمْ تُنْذِرْهُمْ لَا
یُؤْمِنُوْنَ ﴿۱۰﴾ اِنَّمَا تُنْذِرُ مَنِ اتَّبَعَ الذِّکْرَ وَخَشِیَ الرَّحْمٰنَ
بِالْغَیْبِ ۚ فَبَشِّرْهُ بِمَغْفِرَةٍ وَّاَجْرٍ کَرِیْمٍ ﴿۱۱﴾ اِنَّا نَحْنُ نُحْیِ
الْمَوْتٰی وَنَکْتُبُ مَا قَدَّمُوْا وَاٰثَارَهُمْ ؕۛ وَکُلَّ شَیْءٍ اَحْصَیْنٰهُ
فِیْۤ اِمَامٍ مُّبِیْنٍ ﴿۱۲﴾ ع وَاضْرِبْ لَهُمْ مَّثَلًا اَصْحٰبَ الْقَرْیَةِ ۘ اِذْ

جَآءَهَا الْمُرْسَلُوْنَ ﴿١٣﴾ اِذْ اَرْسَلْنَآ اِلَيْهِمُ اثْنَيْنِ
فَكَذَّبُوْهُمَا فَعَزَّزْنَا بِثَالِثٍ فَقَالُوْٓا اِنَّآ اِلَيْكُمْ
مُّرْسَلُوْنَ ﴿١٤﴾ قَالُوْا مَآ اَنْتُمْ اِلَّا بَشَرٌ مِّثْلُنَا ۙ وَمَآ اَنْزَلَ
الرَّحْمٰنُ مِنْ شَيْءٍ ۙ اِنْ اَنْتُمْ اِلَّا تَكْذِبُوْنَ ﴿١٥﴾ قَالُوْا رَبُّنَا
يَعْلَمُ اِنَّآ اِلَيْكُمْ لَمُرْسَلُوْنَ ﴿١٦﴾ وَمَا عَلَيْنَآ اِلَّا الْبَلٰغُ
الْمُبِيْنُ ﴿١٧﴾ قَالُوْٓا اِنَّا تَطَيَّرْنَا بِكُمْ ۚ لَئِنْ لَّمْ تَنْتَهُوْا
لَنَرْجُمَنَّكُمْ وَلَيَمَسَّنَّكُمْ مِّنَّا عَذَابٌ اَلِيْمٌ ﴿١٨﴾ قَالُوْا طَآئِرُكُمْ
مَّعَكُمْ ۭ اَئِنْ ذُكِّرْتُمْ ۭ بَلْ اَنْتُمْ قَوْمٌ مُّسْرِفُوْنَ ﴿١٩﴾ وَجَآءَ مِنْ
اَقْصَا الْمَدِيْنَةِ رَجُلٌ يَّسْعٰى قَالَ يٰقَوْمِ اتَّبِعُوا
الْمُرْسَلِيْنَ ﴿٢٠﴾ ۙ اتَّبِعُوْا مَنْ لَّا يَسْئَلُكُمْ اَجْرًا وَّهُمْ مُّهْتَدُوْنَ ﴿٢١﴾
وَمَالِيَ لَآ اَعْبُدُ الَّذِيْ فَطَرَنِيْ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٢٢﴾ ءَاَتَّخِذُ
مِنْ دُوْنِهٖٓ اٰلِهَةً اِنْ يُّرِدْنِ الرَّحْمٰنُ بِضُرٍّ لَّا تُغْنِ عَنِّيْ
شَفَاعَتُهُمْ شَيْئًا وَّلَا يُنْقِذُوْنِ ﴿٢٣﴾ ۚ اِنِّيْٓ اِذًا لَّفِيْ ضَلٰلٍ
مُّبِيْنٍ ﴿٢٤﴾ اِنِّيْٓ اٰمَنْتُ بِرَبِّكُمْ فَاسْمَعُوْنِ ﴿٢٥﴾ ۭ قِيْلَ ادْخُلِ
الْجَنَّةَ ۭ قَالَ يٰلَيْتَ قَوْمِيْ يَعْلَمُوْنَ ﴿٢٦﴾ ۙ بِمَا غَفَرَ لِيْ رَبِّيْ
وَجَعَلَنِيْ مِنَ الْمُكْرَمِيْنَ ﴿٢٧﴾ وَمَآ اَنْزَلْنَا عَلٰى قَوْمِهٖ مِنْۢ بَعْدِهٖ
مِنْ جُنْدٍ مِّنَ السَّمَآءِ وَمَا كُنَّا مُنْزِلِيْنَ ﴿٢٨﴾ اِنْ كَانَتْ اِلَّا

صَيْحَةً وَّاحِدَةً فَاِذَا هُمْ خٰمِدُوْنَ ﴿٢٩﴾ يٰحَسْرَةً عَلَى الْعِبَادِ ۚ
مَا يَاْتِيْهِمْ مِّنْ رَّسُوْلٍ اِلَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٣٠﴾ اَلَمْ يَرَوْا
كَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنَ الْقُرُوْنِ اَنَّهُمْ اِلَيْهِمْ لَا يَرْجِعُوْنَ ﴿٣١﴾ ؕ
وَاِنْ كُلٌّ لَّمَّا جَمِيْعٌ لَّدَيْنَا مُحْضَرُوْنَ ﴿٣٢﴾ ع وَاٰيَةٌ لَّهُمُ الْاَرْضُ
الْمَيْتَةُ ۚۖ اَحْيَيْنٰهَا وَاَخْرَجْنَا مِنْهَا حَبًّا فَمِنْهُ يَاْكُلُوْنَ ﴿٣٣﴾
وَجَعَلْنَا فِيْهَا جَنّٰتٍ مِّنْ نَّخِيْلٍ وَّاَعْنَابٍ وَّفَجَّرْنَا فِيْهَا مِنَ
الْعُيُوْنِ ﴿٣٤﴾ ۙ لِيَاْكُلُوْا مِنْ ثَمَرِهٖ ۙ وَمَا عَمِلَتْهُ اَيْدِيْهِمْ ؕ اَفَلَا
يَشْكُرُوْنَ ﴿٣٥﴾ سُبْحٰنَ الَّذِيْ خَلَقَ الْاَزْوَاجَ كُلَّهَا مِمَّا تُنْۢبِتُ
الْاَرْضُ وَمِنْ اَنْفُسِهِمْ وَمِمَّا لَا يَعْلَمُوْنَ ﴿٣٦﴾ وَاٰيَةٌ لَّهُمُ
الَّيْلُ ۚۖ نَسْلَخُ مِنْهُ النَّهَارَ فَاِذَا هُمْ مُّظْلِمُوْنَ ﴿٣٧﴾ ۙ وَالشَّمْسُ
تَجْرِيْ لِمُسْتَقَرٍّ لَّهَا ؕ ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ﴿٣٨﴾ ؕ وَالْقَمَرَ
قَدَّرْنٰهُ مَنَازِلَ حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ الْقَدِيْمِ ﴿٣٩﴾ لَا
الشَّمْسُ يَنْۢبَغِيْ لَهَآ اَنْ تُدْرِكَ الْقَمَرَ وَلَا الَّيْلُ سَابِقُ
النَّهَارِ ؕ وَكُلٌّ فِيْ فَلَكٍ يَّسْبَحُوْنَ ﴿٤٠﴾ وَاٰيَةٌ لَّهُمْ اَنَّا حَمَلْنَا
ذُرِّيَّتَهُمْ فِي الْفُلْكِ الْمَشْحُوْنِ ﴿٤١﴾ ۙ وَخَلَقْنَا لَهُمْ مِّنْ مِّثْلِهٖ مَا
يَرْكَبُوْنَ ﴿٤٢﴾ وَاِنْ نَّشَاْ نُغْرِقْهُمْ فَلَا صَرِيْخَ لَهُمْ وَلَا هُمْ
يُنْقَذُوْنَ ﴿٤٣﴾ ۙ اِلَّا رَحْمَةً مِّنَّا وَمَتَاعًا اِلٰى حِيْنٍ ﴿٤٤﴾ وَاِذَا

قِيۡلَ لَهُمُ اتَّقُوۡا مَا بَيۡنَ اَيۡدِيۡكُمۡ وَمَا خَلۡفَكُمۡ لَعَلَّكُمۡ
تُرۡحَمُوۡنَ ﴿۴۵﴾ وَمَا تَاۡتِيۡهِمۡ مِّنۡ اٰيَةٍ مِّنۡ اٰيٰتِ رَبِّهِمۡ اِلَّا كَانُوۡا
عَنۡهَا مُعۡرِضِيۡنَ ﴿۴۶﴾ وَاِذَا قِيۡلَ لَهُمۡ اَنۡفِقُوۡا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ ۙ
قَالَ الَّذِيۡنَ كَفَرُوۡا لِلَّذِيۡنَ اٰمَنُوۡۤا اَنُطۡعِمُ مَنۡ لَّوۡ يَشَآءُ اللّٰهُ
اَطۡعَمَهٗۤ ۖ اِنۡ اَنۡتُمۡ اِلَّا فِىۡ ضَلٰلٍ مُّبِيۡنٍ ﴿۴۷﴾ وَيَقُوۡلُوۡنَ مَتٰى
هٰذَا الۡوَعۡدُ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ ﴿۴۸﴾ مَا يَنۡظُرُوۡنَ اِلَّا صَيۡحَةً
وَّاحِدَةً تَاۡخُذُهُمۡ وَهُمۡ يَخِصِّمُوۡنَ ﴿۴۹﴾ فَلَا يَسۡتَطِيۡعُوۡنَ تَوۡصِيَةً
وَّلَاۤ اِلٰٓى اَهۡلِهِمۡ يَرۡجِعُوۡنَ ﴿۵۰﴾ ع وَنُفِخَ فِى الصُّوۡرِ فَاِذَا هُمۡ مِّنَ
الۡاَجۡدَاثِ اِلٰى رَبِّهِمۡ يَنۡسِلُوۡنَ ﴿۵۱﴾ قَالُوۡا يٰوَيۡلَنَا مَنۡۢ بَعَثَنَا
مِنۡ مَّرۡقَدِنَا ۜ هٰذَا مَا وَعَدَ الرَّحۡمٰنُ وَصَدَقَ الۡمُرۡسَلُوۡنَ ﴿۵۲﴾
اِنۡ كَانَتۡ اِلَّا صَيۡحَةً وَّاحِدَةً فَاِذَا هُمۡ جَمِيۡعٌ لَّدَيۡنَا
مُحۡضَرُوۡنَ ﴿۵۳﴾ فَالۡيَوۡمَ لَا تُظۡلَمُ نَفۡسٌ شَيۡـًٔا وَّلَا تُجۡزَوۡنَ اِلَّا
مَا كُنۡتُمۡ تَعۡمَلُوۡنَ ﴿۵۴﴾ اِنَّ اَصۡحٰبَ الۡجَنَّةِ الۡيَوۡمَ فِىۡ شُغُلٍ
فٰكِهُوۡنَ ۚ ﴿۵۵﴾ هُمۡ وَاَزۡوَاجُهُمۡ فِىۡ ظِلٰلٍ عَلَى الۡاَرَآئِكِ
مُتَّكِـُٔوۡنَ ﴿۵۶﴾ لَهُمۡ فِيۡهَا فَاكِهَةٌ وَّلَهُمۡ مَّا يَدَّعُوۡنَ ۚ ﴿۵۷﴾ سَلٰمٌ ۟
قَوۡلًا مِّنۡ رَّبٍّ رَّحِيۡمٍ ﴿۵۸﴾ وَامۡتَازُوا الۡيَوۡمَ اَيُّهَا الۡمُجۡرِمُوۡنَ ﴿۵۹﴾
اَلَمۡ اَعۡهَدۡ اِلَيۡكُمۡ يٰبَنِىۡۤ اٰدَمَ اَنۡ لَّا تَعۡبُدُوا الشَّيۡطٰنَ ۚ اِنَّهٗ

لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ۙ﴿٦٠﴾ وَّاَنِ اعْبُدُوْنِيْ ؕ هٰذَا صِرَاطٌ مُّسْتَقِيْمٌ ﴿٦١﴾
وَلَقَدْ اَضَلَّ مِنْكُمْ جِبِلًّا كَثِيْرًا ؕ اَفَلَمْ تَكُوْنُوْا تَعْقِلُوْنَ ﴿٦٢﴾
هٰذِهٖ جَهَنَّمُ الَّتِيْ كُنْتُمْ تُوْعَدُوْنَ ﴿٦٣﴾ اِصْلَوْهَا الْيَوْمَ بِمَا
كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿٦٤﴾ اَلْيَوْمَ نَخْتِمُ عَلٰٓى اَفْوَاهِهِمْ وَتُكَلِّمُنَآ
اَيْدِيْهِمْ وَتَشْهَدُ اَرْجُلُهُمْ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٦٥﴾ وَلَوْ
نَشَآءُ لَطَمَسْنَا عَلٰٓى اَعْيُنِهِمْ فَاسْتَبَقُوا الصِّرَاطَ فَاَنّٰى
يُبْصِرُوْنَ ﴿٦٦﴾ وَلَوْ نَشَآءُ لَمَسَخْنٰهُمْ عَلٰى مَكَانَتِهِمْ فَمَا اسْتَطَاعُوْا
مُضِيًّا وَّلَا يَرْجِعُوْنَ ﴿٦٧﴾ ع وَمَنْ نُّعَمِّرْهُ نُنَكِّسْهُ فِي الْخَلْقِ ؕ اَفَلَا
يَعْقِلُوْنَ ﴿٦٨﴾ وَمَا عَلَّمْنٰهُ الشِّعْرَ وَمَا يَنْۢبَغِيْ لَهٗ ؕ اِنْ هُوَ اِلَّا
ذِكْرٌ وَّقُرْاٰنٌ مُّبِيْنٌ ۙ﴿٦٩﴾ لِّيُنْذِرَ مَنْ كَانَ حَيًّا وَّيَحِقَّ الْقَوْلُ
عَلَى الْكٰفِرِيْنَ ﴿٧٠﴾ اَوَلَمْ يَرَوْا اَنَّا خَلَقْنَا لَهُمْ مِّمَّا عَمِلَتْ
اَيْدِيْنَآ اَنْعَامًا فَهُمْ لَهَا مٰلِكُوْنَ ﴿٧١﴾ وَذَلَّلْنٰهَا لَهُمْ فَمِنْهَا
رَكُوْبُهُمْ وَمِنْهَا يَاْكُلُوْنَ ﴿٧٢﴾ وَلَهُمْ فِيْهَا مَنَافِعُ وَمَشَارِبُ ؕ
اَفَلَا يَشْكُرُوْنَ ﴿٧٣﴾ وَاتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اٰلِهَةً لَّعَلَّهُمْ
يُنْصَرُوْنَ ؕ﴿٧٤﴾ لَا يَسْتَطِيْعُوْنَ نَصْرَهُمْ ۙ وَهُمْ لَهُمْ جُنْدٌ
مُّحْضَرُوْنَ ﴿٧٥﴾ فَلَا يَحْزُنْكَ قَوْلُهُمْ ۘ اِنَّا نَعْلَمُ مَا يُسِرُّوْنَ وَمَا
يُعْلِنُوْنَ ﴿٧٦﴾ اَوَلَمْ يَرَ الْاِنْسَانُ اَنَّا خَلَقْنٰهُ مِنْ نُّطْفَةٍ فَاِذَا هُوَ

خَصِيۡمٌ مُّبِيۡنٌ ﴿۷۷﴾ وَضَرَبَ لَنَا مَثَلًا وَّنَسِيَ خَلۡقَهٗ ؕ قَالَ مَنۡ
يُّحۡيِ الۡعِظَامَ وَهِيَ رَمِيۡمٌ ﴿۷۸﴾ قُلۡ يُحۡيِيۡهَا الَّذِيۡۤ اَنۡشَاَهَاۤ اَوَّلَ
مَرَّةٍ ؕ وَهُوَ بِكُلِّ خَلۡقٍ عَلِيۡمُۨ ۙ﴿۷۹﴾ الَّذِيۡ جَعَلَ لَكُمۡ مِّنَ
الشَّجَرِ الۡاَخۡضَرِ نَارًا فَاِذَاۤ اَنۡتُمۡ مِّنۡهُ تُوۡقِدُوۡنَ ﴿۸۰﴾ اَوَلَيۡسَ
الَّذِيۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ بِقٰدِرٍ عَلٰۤى اَنۡ يَّخۡلُقَ مِثۡلَهُمۡ ؕ
بَلٰى ۗ وَهُوَ الۡخَلّٰقُ الۡعَلِيۡمُ ﴿۸۱﴾ اِنَّمَاۤ اَمۡرُهٗۤ اِذَاۤ اَرَادَ شَيۡـًٔا
اَنۡ يَّقُوۡلَ لَهٗ كُنۡ فَيَكُوۡنُ ﴿۸۲﴾ فَسُبۡحٰنَ الَّذِيۡ بِيَدِهٖ مَلَكُوۡتُ
كُلِّ شَيۡءٍ وَّاِلَيۡهِ تُرۡجَعُوۡنَ ﴿۸۳﴾ (یٰسٓ ۳۶:۱-۸۳، پارہ ۲۲/ ۲۳)

## સૂરએ દુખાન

| | | |
|---|---|---|
| ایاتها ۵۹ | ۴۴ سُوۡرَةُ الدُّخَانِ مَكِّيَّةٌ ۶۴ | رکوعاتها ۳ |

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

حٰمٓ ﴿۱﴾ۚ وَالۡكِتٰبِ الۡمُبِيۡنِ ﴿۲﴾ۙ اِنَّاۤ اَنۡزَلۡنٰهُ فِيۡ لَيۡلَةٍ مُّبٰرَكَةٍ
اِنَّا كُنَّا مُنۡذِرِيۡنَ ﴿۳﴾ فِيۡهَا يُفۡرَقُ كُلُّ اَمۡرٍ حَكِيۡمٍ ﴿۴﴾ۙ اَمۡرًا
مِّنۡ عِنۡدِنَا ؕ اِنَّا كُنَّا مُرۡسِلِيۡنَ ﴿۵﴾ۚ رَحۡمَةً مِّنۡ رَّبِّكَ ؕ اِنَّهٗ
هُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ﴿۶﴾ۙ رَبِّ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَمَا بَيۡنَهُمَا ۘ
اِنۡ كُنۡتُمۡ مُّوۡقِنِيۡنَ ﴿۷﴾ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ يُحۡيٖ وَيُمِيۡتُ ؕ رَبُّكُمۡ

وَرَبُّ اٰبَآئِكُمُ الْاَوَّلِيْنَ (٨) بَلْ هُمْ فِيْ شَكٍّ يَّلْعَبُوْنَ (٩)
فَارْتَقِبْ يَوْمَ تَاْتِي السَّمَآءُ بِدُخَانٍ مُّبِيْنٍ (١٠) يَّغْشَى النَّاسَ ط
هٰذَا عَذَابٌ اَلِيْمٌ (١١) رَبَّنَا اكْشِفْ عَنَّا الْعَذَابَ اِنَّا
مُؤْمِنُوْنَ (١٢) اَنّٰى لَهُمُ الذِّكْرٰى وَقَدْ جَآءَهُمْ رَسُوْلٌ مُّبِيْنٌ (١٣)
ثُمَّ تَوَلَّوْا عَنْهُ وَقَالُوْا مُعَلَّمٌ مَّجْنُوْنٌ (١٤) اِنَّا كَاشِفُوا الْعَذَابِ
قَلِيْلًا اِنَّكُمْ عَآئِدُوْنَ (١٥) يَوْمَ نَبْطِشُ الْبَطْشَةَ الْكُبْرٰى ج اِنَّا
مُنْتَقِمُوْنَ (١٦) وَلَقَدْ فَتَنَّا قَبْلَهُمْ قَوْمَ فِرْعَوْنَ وَجَآءَهُمْ
رَسُوْلٌ كَرِيْمٌ (١٧) اَنْ اَدُّوْا اِلَيَّ عِبَادَ اللّٰهِ ط اِنِّيْ لَكُمْ رَسُوْلٌ
اَمِيْنٌ (١٨) وَّاَنْ لَّا تَعْلُوْا عَلَى اللّٰهِ ج اِنِّيْ اٰتِيْكُمْ بِسُلْطٰنٍ
مُّبِيْنٍ (١٩) وَاِنِّيْ عُذْتُ بِرَبِّيْ وَرَبِّكُمْ اَنْ تَرْجُمُوْنِ (٢٠) وَاِنْ
لَّمْ تُؤْمِنُوْا لِيْ فَاعْتَزِلُوْنِ (٢١) فَدَعَا رَبَّهٗ اَنَّ هٰٓؤُلَآءِ قَوْمٌ
مُّجْرِمُوْنَ (٢٢) فَاَسْرِ بِعِبَادِيْ لَيْلًا اِنَّكُمْ مُّتَّبَعُوْنَ (٢٣) وَاتْرُكِ
الْبَحْرَ رَهْوًا ط اِنَّهُمْ جُنْدٌ مُّغْرَقُوْنَ (٢٤) كَمْ تَرَكُوْا مِنْ جَنّٰتٍ
وَّعُيُوْنٍ (٢٥) وَّزُرُوْعٍ وَّمَقَامٍ كَرِيْمٍ (٢٦) وَّنَعْمَةٍ كَانُوْا فِيْهَا
فٰكِهِيْنَ (٢٧) كَذٰلِكَ قف وَاَوْرَثْنٰهَا قَوْمًا اٰخَرِيْنَ (٢٨) فَمَا بَكَتْ
عَلَيْهِمُ السَّمَآءُ وَالْاَرْضُ وَمَا كَانُوْا مُنْظَرِيْنَ (٢٩) ع وَلَقَدْ

نَجَّيْنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ مِنَ الْعَذَابِ الْمُهِيْنِ ۙ﴿۳۰﴾ مِنْ فِرْعَوْنَ ؕ
اِنَّهٗ كَانَ عَالِيًا مِّنَ الْمُسْرِفِيْنَ ﴿۳۱﴾ وَلَقَدِ اخْتَرْنٰهُمْ عَلٰى عِلْمٍ عَلَى
الْعٰلَمِيْنَ ۚ﴿۳۲﴾ وَاٰتَيْنٰهُمْ مِّنَ الْاٰيٰتِ مَا فِيْهِ بَلٰٓؤٌا مُّبِيْنٌ ﴿۳۳﴾ اِنَّ
هٰٓؤُلَآءِ لَيَقُوْلُوْنَ ۙ﴿۳۴﴾ اِنْ هِيَ اِلَّا مَوْتَتُنَا الْاُوْلٰى وَمَا نَحْنُ
بِمُنْشَرِيْنَ ﴿۳۵﴾ فَاْتُوْا بِاٰبَآئِنَآ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۳۶﴾ اَهُمْ خَيْرٌ
اَمْ قَوْمُ تُبَّعٍ ۙ وَّالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ اَهْلَكْنٰهُمْ ۫ اِنَّهُمْ كَانُوْا
مُجْرِمِيْنَ ﴿۳۷﴾ وَمَا خَلَقْنَا السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا
لٰعِبِيْنَ ﴿۳۸﴾ مَا خَلَقْنٰهُمَآ اِلَّا بِالْحَقِّ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا
يَعْلَمُوْنَ ﴿۳۹﴾ اِنَّ يَوْمَ الْفَصْلِ مِيْقَاتُهُمْ اَجْمَعِيْنَ ۙ﴿۴۰﴾ يَوْمَ لَا
يُغْنِيْ مَوْلًى عَنْ مَّوْلًى شَيْـًٔا وَّلَا هُمْ يُنْصَرُوْنَ ۙ﴿۴۱﴾ اِلَّا مَنْ رَّحِمَ
اللّٰهُ ؕ اِنَّهٗ هُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿۴۲﴾ اِنَّ شَجَرَتَ الزَّقُّوْمِ ۙ﴿۴۳﴾ طَعَامُ
الْاَثِيْمِ ۛ ۚ﴿۴۴﴾ كَالْمُهْلِ ۛ ۚ يَغْلِيْ فِي الْبُطُوْنِ ۙ﴿۴۵﴾ كَغَلْيِ الْحَمِيْمِ ﴿۴۶﴾
خُذُوْهُ فَاعْتِلُوْهُ اِلٰى سَوَآءِ الْجَحِيْمِ ۖ﴿۴۷﴾ ثُمَّ صُبُّوْا فَوْقَ رَاْسِهٖ
مِنْ عَذَابِ الْحَمِيْمِ ؕ﴿۴۸﴾ ذُقْ ۚ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْكَرِيْمُ ﴿۴۹﴾ اِنَّ
هٰذَا مَا كُنْتُمْ بِهٖ تَمْتَرُوْنَ ﴿۵۰﴾ اِنَّ الْمُتَّقِيْنَ فِيْ مَقَامٍ اَمِيْنٍ ۙ﴿۵۱﴾
فِيْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ۚ﴿۵۲﴾ يَّلْبَسُوْنَ مِنْ سُنْدُسٍ وَّاِسْتَبْرَقٍ

مُّتَقٰبِلِيْنَ ﴿۵۳﴾ كَذٰلِكَ وَزَوَّجْنٰهُمْ بِحُوْرٍ عِيْنٍ ﴿۵۴﴾ يَدْعُوْنَ
فِيْهَا بِكُلِّ فَاكِهَةٍ اٰمِنِيْنَ ﴿۵۵﴾ لَا يَذُوْقُوْنَ فِيْهَا الْمَوْتَ اِلَّا
الْمَوْتَةَ الْاُوْلٰى ۚ وَوَقٰىهُمْ عَذَابَ الْجَحِيْمِ ﴿۵۶﴾ فَضْلًا مِّنْ رَّبِّكَ ؕ
ذٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿۵۷﴾ فَاِنَّمَا يَسَّرْنٰهُ بِلِسَانِكَ لَعَلَّهُمْ
يَتَذَكَّرُوْنَ ﴿۵۸﴾ فَارْتَقِبْ اِنَّهُمْ مُّرْتَقِبُوْنَ ﴿۵۹﴾ (الدخان ۴۴: ۵۹، پ ۲۵)

## સૂરએ અલિફ–લામ–મીમ સિજદહ

اٰیاتها ۳۰ — ۳۲ سُوْرَةُ السَّجْدَةِ مَكِّيَّةٌ ۷۵ — رکوعاتها ۳

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓ ﴿۱﴾ تَنْزِيْلُ الْكِتٰبِ لَا رَيْبَ فِيْهِ مِنْ رَّبِّ
الْعٰلَمِيْنَ ﴿۲﴾ اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ۚ بَلْ هُوَ الْحَقُّ مِنْ
رَّبِّكَ لِتُنْذِرَ قَوْمًا مَّاۤ اَتٰىهُمْ مِّنْ نَّذِيْرٍ مِّنْ قَبْلِكَ
لَعَلَّهُمْ يَهْتَدُوْنَ ﴿۳﴾ اَللّٰهُ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ
وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى
الْعَرْشِ ؕ مَا لَكُمْ مِّنْ دُوْنِهٖ مِنْ وَّلِيٍّ وَّلَا شَفِيْعٍ ؕ اَفَلَا
تَتَذَكَّرُوْنَ ﴿۴﴾ يُدَبِّرُ الْاَمْرَ مِنَ السَّمَآءِ اِلَى الْاَرْضِ ثُمَّ
يَعْرُجُ اِلَيْهِ فِيْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗۤ اَلْفَ سَنَةٍ مِّمَّا

تَعُدُّوْنَ ۝٥ ذٰلِكَ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْعَزِيْزُ
الرَّحِيْمُ ۝٦ الَّذِيْٓ اَحْسَنَ كُلَّ شَيْءٍ خَلَقَهٗ وَبَدَاَ خَلْقَ
الْاِنْسَانِ مِنْ طِيْنٍ ۝٧ ثُمَّ جَعَلَ نَسْلَهٗ مِنْ سُلٰلَةٍ مِّنْ مَّآءٍ
مَّهِيْنٍ ۝٨ ثُمَّ سَوّٰىهُ وَنَفَخَ فِيْهِ مِنْ رُّوْحِهٖ وَجَعَلَ لَكُمُ
السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ؕ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ۝٩
وَقَالُوْٓا ءَاِذَا ضَلَلْنَا فِي الْاَرْضِ ءَاِنَّا لَفِيْ خَلْقٍ جَدِيْدٍ ۬ؕ
بَلْ هُمْ بِلِقَآئِ رَبِّهِمْ كٰفِرُوْنَ ۝١٠ قُلْ يَتَوَفّٰىكُمْ مَّلَكُ
الْمَوْتِ الَّذِيْ وُكِّلَ بِكُمْ ثُمَّ اِلٰى رَبِّكُمْ تُرْجَعُوْنَ ۝١١ وَلَوْ
تَرٰٓى اِذِ الْمُجْرِمُوْنَ نَاكِسُوْا رُءُوْسِهِمْ عِنْدَ رَبِّهِمْ ؕ رَبَّنَآ
اَبْصَرْنَا وَسَمِعْنَا فَارْجِعْنَا نَعْمَلْ صَالِحًا اِنَّا مُوْقِنُوْنَ ۝١٢
وَلَوْ شِئْنَا لَاٰتَيْنَا كُلَّ نَفْسٍ هُدٰىهَا وَلٰكِنْ حَقَّ الْقَوْلُ مِنِّيْ
لَاَمْلَـَٔنَّ جَهَنَّمَ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ اَجْمَعِيْنَ ۝١٣ فَذُوْقُوْا
بِمَا نَسِيْتُمْ لِقَآءَ يَوْمِكُمْ هٰذَا ۚ اِنَّا نَسِيْنٰكُمْ وَذُوْقُوْا
عَذَابَ الْخُلْدِ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ۝١٤ اِنَّمَا يُؤْمِنُ بِاٰيٰتِنَا
الَّذِيْنَ اِذَا ذُكِّرُوْا بِهَا خَرُّوْا سُجَّدًا وَّسَبَّحُوْا بِحَمْدِ رَبِّهِمْ
وَهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ۝١٥ السجدة تَتَجَافٰى جُنُوْبُهُمْ عَنِ الْمَضَاجِعِ
يَدْعُوْنَ رَبَّهُمْ خَوْفًا وَّطَمَعًا ۫ وَّمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ۝١٦

فَلَا تَعْلَمُ نَفْسٌ مَّآ أُخْفِيَ لَهُم مِّن قُرَّةِ أَعْيُنٍ ۚ جَزَآءًۢ بِمَا
كَانُوا۟ يَعْمَلُونَ ﴿١٧﴾ أَفَمَن كَانَ مُؤْمِنًا كَمَن كَانَ فَاسِقًا ۚ
لَّا يَسْتَوُۥنَ ﴿١٨﴾ أَمَّا ٱلَّذِينَ ءَامَنُوا۟ وَعَمِلُوا۟ ٱلصَّٰلِحَٰتِ فَلَهُمْ
جَنَّٰتُ ٱلْمَأْوَىٰ نُزُلًۢا بِمَا كَانُوا۟ يَعْمَلُونَ ﴿١٩﴾ وَأَمَّا ٱلَّذِينَ
فَسَقُوا۟ فَمَأْوَىٰهُمُ ٱلنَّارُ ۖ كُلَّمَآ أَرَادُوٓا۟ أَن يَخْرُجُوا۟ مِنْهَآ
أُعِيدُوا۟ فِيهَا وَقِيلَ لَهُمْ ذُوقُوا۟ عَذَابَ ٱلنَّارِ ٱلَّذِى كُنتُم
بِهِۦ تُكَذِّبُونَ ﴿٢٠﴾ وَلَنُذِيقَنَّهُم مِّنَ ٱلْعَذَابِ ٱلْأَدْنَىٰ دُونَ
ٱلْعَذَابِ ٱلْأَكْبَرِ لَعَلَّهُمْ يَرْجِعُونَ ﴿٢١﴾ وَمَنْ أَظْلَمُ مِمَّن
ذُكِّرَ بِـَٔايَٰتِ رَبِّهِۦ ثُمَّ أَعْرَضَ عَنْهَآ ۚ إِنَّا مِنَ ٱلْمُجْرِمِينَ
مُنتَقِمُونَ ﴿٢٢﴾ وَلَقَدْ ءَاتَيْنَا مُوسَى ٱلْكِتَٰبَ فَلَا تَكُن فِى مِرْيَةٍ
مِّن لِّقَآئِهِۦ ۖ وَجَعَلْنَٰهُ هُدًى لِّبَنِىٓ إِسْرَٰٓءِيلَ ﴿٢٣﴾ وَجَعَلْنَا
مِنْهُمْ أَئِمَّةً يَهْدُونَ بِأَمْرِنَا لَمَّا صَبَرُوا۟ ۖ وَكَانُوا۟ بِـَٔايَٰتِنَا
يُوقِنُونَ ﴿٢٤﴾ إِنَّ رَبَّكَ هُوَ يَفْصِلُ بَيْنَهُمْ يَوْمَ ٱلْقِيَٰمَةِ
فِيمَا كَانُوا۟ فِيهِ يَخْتَلِفُونَ ﴿٢٥﴾ أَوَلَمْ يَهْدِ لَهُمْ كَمْ أَهْلَكْنَا
مِن قَبْلِهِم مِّنَ ٱلْقُرُونِ يَمْشُونَ فِى مَسَٰكِنِهِمْ ۚ إِنَّ فِى ذَٰلِكَ
لَءَايَٰتٍ ۖ أَفَلَا يَسْمَعُونَ ﴿٢٦﴾ أَوَلَمْ يَرَوْا۟ أَنَّا نَسُوقُ ٱلْمَآءَ
إِلَى ٱلْأَرْضِ ٱلْجُرُزِ فَنُخْرِجُ بِهِۦ زَرْعًا تَأْكُلُ مِنْهُ أَنْعَٰمُهُمْ

وَاَنۡفُسُهُمۡ ؕ اَفَلَا يُبۡصِرُوۡنَ ﴿۲۷﴾ وَيَقُوۡلُوۡنَ مَتٰى هٰذَا
الۡفَتۡحُ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ ﴿۲۸﴾ قُلۡ يَوۡمَ الۡفَتۡحِ لَا يَنۡفَعُ
الَّذِيۡنَ كَفَرُوۡۤا اِيۡمَانُهُمۡ وَلَا هُمۡ يُنۡظَرُوۡنَ ﴿۲۹﴾ فَاَعۡرِضۡ
عَنۡهُمۡ وَانۡتَظِرۡ اِنَّهُمۡ مُّنۡتَظِرُوۡنَ ﴿۳۰﴾ (السجدة ۳۲: ۳۰، پارہ ۲۱)

## સૂરએ મુલ્ક

| رکوعاتها ۲ | ٦٧ سُوۡرَةُ الۡمُلۡكِ مَكِّيَّةٌ ٧٧ | ایاتها ۳۰ |
|---|---|---|

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

تَبٰرَكَ الَّذِىۡ بِيَدِهِ الۡمُلۡكُ وَهُوَ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرُ ۙ ﴿۱﴾
الَّذِىۡ خَلَقَ الۡمَوۡتَ وَالۡحَيٰوةَ لِيَبۡلُوَكُمۡ اَيُّكُمۡ اَحۡسَنُ
عَمَلًا ؕ وَهُوَ الۡعَزِيۡزُ الۡغَفُوۡرُ ۙ ﴿۲﴾ الَّذِىۡ خَلَقَ سَبۡعَ سَمٰوٰتٍ
طِبَاقًا ؕ مَا تَرٰى فِىۡ خَلۡقِ الرَّحۡمٰنِ مِنۡ تَفٰوُتٍ ؕ فَارۡجِعِ
الۡبَصَرَ ۙ هَلۡ تَرٰى مِنۡ فُطُوۡرٍ ﴿۳﴾ ثُمَّ ارۡجِعِ الۡبَصَرَ كَرَّتَيۡنِ
يَنۡقَلِبۡ اِلَيۡكَ الۡبَصَرُ خَاسِئًا وَّهُوَ حَسِيۡرٌ ﴿۴﴾ وَلَقَدۡ زَيَّنَّا
السَّمَآءَ الدُّنۡيَا بِمَصَابِيۡحَ وَجَعَلۡنٰهَا رُجُوۡمًا لِّلشَّيٰطِيۡنِ وَ
اَعۡتَدۡنَا لَهُمۡ عَذَابَ السَّعِيۡرِ ﴿۵﴾ وَلِلَّذِيۡنَ كَفَرُوۡا بِرَبِّهِمۡ
عَذَابُ جَهَنَّمَ ؕ وَبِئۡسَ الۡمَصِيۡرُ ﴿۶﴾ اِذَاۤ اُلۡقُوۡا فِيۡهَا سَمِعُوۡا لَهَا
شَهِيۡقًا وَّهِىَ تَفُوۡرُ ۙ ﴿۷﴾ تَكَادُ تَمَيَّزُ مِنَ الۡغَيۡظِ ؕ كُلَّمَاۤ اُلۡقِىَ فِيۡهَا

فَوْجٌ سَاَلَهُمْ خَزَنَتُهَآ اَلَمْ يَاْتِكُمْ نَذِيْرٌ ﴿٨﴾ قَالُوْا بَلٰى قَدْ جَآءَنَا
نَذِيْرٌ ۙ فَكَذَّبْنَا وَقُلْنَا مَا نَزَّلَ اللّٰهُ مِنْ شَيْءٍ ۚۖ اِنْ اَنْتُمْ اِلَّا
فِيْ ضَلٰلٍ كَبِيْرٍ ﴿٩﴾ وَقَالُوْا لَوْ كُنَّا نَسْمَعُ اَوْ نَعْقِلُ مَا كُنَّا فِيْٓ
اَصْحٰبِ السَّعِيْرِ ﴿١٠﴾ فَاعْتَرَفُوْا بِذَنْۢبِهِمْ ۚ فَسُحْقًا لِّاَصْحٰبِ
السَّعِيْرِ ﴿١١﴾ اِنَّ الَّذِيْنَ يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ لَهُمْ مَّغْفِرَةٌ
وَّاَجْرٌ كَبِيْرٌ ﴿١٢﴾ وَاَسِرُّوْا قَوْلَكُمْ اَوِ اجْهَرُوْا بِهٖ ۗ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ
الصُّدُوْرِ ﴿١٣﴾ اَلَا يَعْلَمُ مَنْ خَلَقَ ۗ وَهُوَ اللَّطِيْفُ الْخَبِيْرُ ﴿١٤﴾ ع
هُوَ الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ ذَلُوْلًا فَامْشُوْا فِيْ مَنَاكِبِهَا وَكُلُوْا
مِنْ رِّزْقِهٖ ۗ وَاِلَيْهِ النُّشُوْرُ ﴿١٥﴾ ءَاَمِنْتُمْ مَّنْ فِي السَّمَآءِ اَنْ
يَّخْسِفَ بِكُمُ الْاَرْضَ فَاِذَا هِيَ تَمُوْرُ ﴿١٦﴾ ۙ اَمْ اَمِنْتُمْ مَّنْ فِي
السَّمَآءِ اَنْ يُّرْسِلَ عَلَيْكُمْ حَاصِبًا ۗ فَسَتَعْلَمُوْنَ كَيْفَ نَذِيْرِ ﴿١٧﴾
وَلَقَدْ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَكَيْفَ كَانَ نَكِيْرِ ﴿١٨﴾ اَوَلَمْ
يَرَوْا اِلَى الطَّيْرِ فَوْقَهُمْ صٰٓفّٰتٍ وَّيَقْبِضْنَ ۘۚ مَا يُمْسِكُهُنَّ اِلَّا
الرَّحْمٰنُ ۗ اِنَّهٗ بِكُلِّ شَيْءٍۢ بَصِيْرٌ ﴿١٩﴾ اَمَّنْ هٰذَا الَّذِيْ هُوَ
جُنْدٌ لَّكُمْ يَنْصُرُكُمْ مِّنْ دُوْنِ الرَّحْمٰنِ ۗ اِنِ الْكٰفِرُوْنَ اِلَّا فِيْ
غُرُوْرٍ ﴿٢٠﴾ ۚ اَمَّنْ هٰذَا الَّذِيْ يَرْزُقُكُمْ اِنْ اَمْسَكَ رِزْقَهٗ ۚ بَلْ
لَّجُّوْا فِيْ عُتُوٍّ وَّنُفُوْرٍ ﴿٢١﴾ اَفَمَنْ يَّمْشِيْ مُكِبًّا عَلٰى وَجْهِهٖٓ اَهْدٰٓى

اَمَّنْ يَّمْشِيْ سَوِيًّا عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۲۲﴾ قُلْ هُوَ الَّذِيْٓ
اَنْشَاَكُمْ وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ؕ قَلِيْلًا
مَّا تَشْكُرُوْنَ ﴿۲۳﴾ قُلْ هُوَ الَّذِيْ ذَرَاَكُمْ فِي الْاَرْضِ وَاِلَيْهِ
تُحْشَرُوْنَ ﴿۲۴﴾ وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ
صٰدِقِيْنَ ﴿۲۵﴾ قُلْ اِنَّمَا الْعِلْمُ عِنْدَ اللّٰهِ ۠ وَاِنَّمَآ اَنَا نَذِيْرٌ
مُّبِيْنٌ ﴿۲۶﴾ فَلَمَّا رَاَوْهُ زُلْفَةً سِيْٓـَٔتْ وُجُوْهُ الَّذِيْنَ كَفَرُوْا
وَقِيْلَ هٰذَا الَّذِيْ كُنْتُمْ بِهٖ تَدَّعُوْنَ ﴿۲۷﴾ قُلْ اَرَءَيْتُمْ اِنْ
اَهْلَكَنِيَ اللّٰهُ وَمَنْ مَّعِيَ اَوْ رَحِمَنَا ۙ فَمَنْ يُّجِيْرُ الْكٰفِرِيْنَ مِنْ
عَذَابٍ اَلِيْمٍ ﴿۲۸﴾ قُلْ هُوَ الرَّحْمٰنُ اٰمَنَّا بِهٖ وَعَلَيْهِ تَوَكَّلْنَا ۚ
فَسَتَعْلَمُوْنَ مَنْ هُوَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿۲۹﴾ قُلْ اَرَءَيْتُمْ اِنْ
اَصْبَحَ مَآؤُكُمْ غَوْرًا فَمَنْ يَّاْتِيْكُمْ بِمَآءٍ مَّعِيْنٍ ﴿۳۰﴾ ع (الملک ۶۷: ۳۰)

## સૂરએ યાસીનની ફઝીલત

(૧) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે યાસીન શરીફ કુર્આને મજીદનું દિલ છે. યાસીન શરીફની તિલાવતથી દસ વાર કુર્આને મજીદ પઢવાનો સવાબ મળે છે.

('મિશ્કાત શરીફ' - પેજ-૧૮૭)

(૨) હદીષ : હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "સૂરએ યાસીનને તવરાતમાં "મુઅમ્મહ" કહેવામાં આવે છે ! પૂછવામાં આવ્યું : "મુઅમ્મહ" શું ચીજ છે ? ફરમાવ્યું : દુનિયા

અને આખિરતમાં પોતાના પઢનાર માટે ખૈરને આમ(વ્યાપક) કરે છે અને દુનિયાની મુસીબતને દૂર કરે છે અને પઢનાર વ્યકિતથી આખિરતની ગભરાટ દૂર કરે છે અને ફેંસલો કરનારી (નિર્ણાયક) કુવ્વતે મુદાફઅત (નિવારક અને પ્રતિકારક શકિત) લાવે છે - પ્રદાન કરે છે અને પોતાના પઢનારથી દરેક પ્રકારની બુરાઈ દૂર કરે છે અને તેની દરેક હાજત પૂરી કરે છે. જે માણસ સૂરએ યાસીન પઢશે, તો તે એના માટે વીસ (૨૦) હજ પઢવા બરાબર(લેખવામાં આવે) છે અને જે વ્યકિત સૂરએ યાસીનને સાંભળશે, તો તે એના માટે અલ્લાહના રસ્તામાં એક હજાર દીનાર ખર્ચ કરવા બરાબર છે અને જે વ્યકિત એને લખશે, પછી પી લેશે, તો તે એના પેટમાં એક હજાર દવાઓ દાખલ કરી દેશે, તદુપરાંત, (તેના માટે) એક હજાર નૂર અને એક હજાર યકીન અને એક હજાર બરકત અને એક હજાર રહમત છે અને તેના સીના (અંતરાત્મા)થી કીના-કપટ અને બીમારીને ખત્મ કરી દેશે.

('બયહકી ફી શુઅૂબિલ ઈમાન' : ૨/૪૮૧, સંદર્ભ :
'આપકી મુશ્કિલાતકા હલ કુર્આની સૂરતોં સે' : ૬૨/૬૩)

(૩) હદીષ : હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહના દિવસે પોતાનાં મા-બાપની અથવા એમના પૈકી કોઈ એકની કબરની ઝિયારત કરે અને ત્યાં સૂરએ યાસીન પઢે, તો એમની મગફિરત કરી દેવામાં આવશે.

એક રિવાયતમાં છે કે, દરેક હર્ફ (અક્ષર)ના બદલે એમની મગફિરત કરી દેવામાં આવશે.

('ઈબ્ને અદી ફિલ કામિલ' : ૫/૧૫૨, 'અબૂ નુઐમ ફી અખ્બારિ ઈસ્બહાન' : ૧/૨૫,
'ઈબ્નુલ બિહાર ફી તારીખિહી ફી આખિરિહી, ફઝાઈલુસ્સુવર' : ૬૭)

## સૂરએ હા-મીમ દુખાનની ફઝીલત

(૧) હઝરત અબૂ હુરયરહ(રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે, જેણે જુમ્અહની રાત્રે (જુમે'રાતના રોજ સૂરજ ડૂબવા પછી) સૂરએ હા-મીમ દુખાન પઢી તો તેની મગફિરત કરી દેવામાં આવે છે. ('તિરમિઝી શરીફ')

(૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"જે માણસે જુમ્અહની રાતે (જુમે'રાતના રોજ સૂરજ ડૂબવા પછી) સૂરએ હા-મીમ દુખાન (૨૫મા પારહમાં) પઢીલે, તો તેના માટે સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ 'ઈસ્તિગફાર' કરશે અને તેનાં સર્વે (બધાં જ) ગુનાહો માફ કરી દેવામાં આવશે." ('તિરમિઝી શરીફ')

### (૩) જુમ્આની રાત્રે તિલાવત કરવાથી એક મહેલ જન્નતમાં...

હદીષ : હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

"જે માણસ જુમ્આની રાતે (જુમે'રાતના રોજ સૂરજ ડૂબવા પછી) સૂરએ દુખાનની તિલાવત કરશે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક મહેલ બનાવશે."

## સૂર- એ-અલિફ-લામ-મીમ સિજદહની ફઝીલત

ફઝીલત : એક રિવાયત માં છે કે જેણે અલિફ-લામ-મીમ સિજદહ (૨૧મા પારહ) અને સૂરએ તબારકલ્લઝી (૨૯મો

પારહ) ને મગરિબ અને ઈશાના દરમિયાન (વચ્ચે) પઢી તો જાણે તેણે લયલતુલ કદ્ર માં કિયામ કર્યો.

એક રિવાયતમાં છે કે આ બન્ને સૂરતોને પઢી તેના માટે ઈબાદતે લયલતુલ કદ્ર બરાબર સવાબ લખવામાં આવે છે.

('કઝા ફિલ મઝાહિર-ફઝાઈલે કુર્આન-ફઝાઈલે આ'માલ')

નોંધ : કુર્આન શરીફમાં લયલતુલ કદ્ર ને એક હજાર (૧૦૦૦) મહિનાઓથી પણ અફઝલ બતાવી છે.

૧૦૦૦ મહિનાઓનાં વર્ષો થયા ૮૩ અને ૪ મહિના.

## સૂરએ તબારકલ્લઝી....ની ફઝીલત

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ નકલ કર્યો છે કે કુર્આન શરીફમાં એક સૂરત ૩૦ (ત્રીસ) આયતોની છે, જે પોતાના પઢવાવાળાઓની શફાઅત કરતી રહે છે, એટલે સુધી કે તેની મગફિરત કરાવે. તે સૂરત સૂરએ "તબારકલ્લઝી...."(૨૯મો પારહ) છે.

('અબૂ દાવૂદ'–'તિર્મિઝી')

## અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દિલી તમન્ના

સૂરએ "તબારકલ્લઝી...." વિશે એક રિવાયતમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે મારું દિલ ચાહે છે કે આ સૂરત દરેક મુઅમિન(ઈમાનવાળા)નાં દિલમાં હોય.

('ફઝાઈલે કુર્આન-ફઝાઈલે આ'માલ')

[૪૪]

## મગફિરતની કામિયાબ સિફારિશ

تَبٰرَكَ الَّذِىْ بِيَدِهِ الْمُلْكُ ۫ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرُ ۙ﴿١﴾

(الملک ۶۷: ۳۰، پارہ ۲۹)

તબા-ર-કલ્લઝી બિ યદિહિલ્ મુલ્કુ વ હુ-વ અલા કુલ્લિ શયઈન્ કદીર. (છેવટ સુધી) (સૂરએ 'મુલ્ક', પારહ : ૨૯)

ફઝીલત : હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "કુર્આને પાકની એક સૂરત એવી છે જેની ૩૦ (ત્રીસ) આયતો છે, તે પોતાના પઢવાવાળાના હકમાં એવી રીતે સિફારિશ કરશે કે તેને બખ્શી દેવામાં આવશે અને તે સૂરત સૂરએ 'મુલ્ક' છે."

('અબૂ દાવૂદ',-'તિર્મિઝી',-'નસાઈ શરીફ')

### અનુભવ

## મુબારક સૂરતે હુજ્જત (દલીલ)કરીને કબરના ફિત્નાથી બચાવી લીધો

હઝરત ખાલિદ બિન મઅદાન (રદિ.) ફરમાવે છે કે : મને સૂરએ 'સિજદહ', પારહ : ૨૧ અને સૂરએ 'મુલ્ક'ના વિશે આ ખબર પહોંચી છે કે, એક માણસ આ જ બે સૂરતોને પઢયા કરતો હતો. એ સિવાય બીજું કંઈ જ પઢતો ન હતો. તે માણસ મોટો ગુનેહગાર હતો. (જયારે તે માણસ મૃત્યુ પછી કબરમાં પહોંચ્યો તો ત્યાં) આ સૂરતોએ (પંખીઓની શકલમાં આવીને) તેના પર પોતાની પાંખોને ફેલાવી દીધી અને અરજ કરી : "હે અલ્લાહ ! એને બખ્શી દે,

કારણ કે આ માણસ મારી ઘણી જ વધારે તિલાવત કરતો હતો.'' અલ્લાહ તઆલાએ તેની સિફારિશ કબૂલ ફરમાવી લીધી. ઉપરાંત, ફરમાવ્યું : ''આ માણસના દરેક ગુનાહના બદલે એક નેકી લખી દો અને એનો દરજ્જો ઉચ્ચ કરી દો ! ''

હઝરત ખાલિદ (રદિ.)નો આ પણ કૌલ છે કે : કબરના અંદર આ સૂરત પોતાના પઢનારા તરફથી ઝઘડો કરે છે અને કહે છે કે : ''હે અલ્લાહ ! જો હું તારી કિતાબમાં છું, તો મારી સિફારિશ આ પઢનારા વિશે કબૂલ ફરમાવ અને જો તારી કિતાબમાંથી નથી, તો મને તું પોતાની કિતાબમાંથી મિટાવી દે.'' આ સૂરત કબરમાં પંખીઓની શકલમાં આવે છે અને પોતાના પઢનારાઓ પર બાઝૂ (પાંખો) ફેલાવી દે છે અને એટલા પ્રમાણમાં સિફારિશ કરે છે કે કબરના અઝાબથી તેને છોડાવી દે છે.

[૪૫]

## વિસ્મૃતિ (ભૂલી જવું) નો ઈલાજ

''اَللّٰهُمَّ اَخْرِجْ عَنْهُ الشَّيْطَانَ''

અર્થ : હે અલ્લાહ ! શયતાન અને એની અસરોને તેનાથી ખત્મ ફરમાવી દે.

નોંધ : ઘણી વખતે ઈન્સાનની યાદશકિત એટલા માટે પ્રભાવિત થઈ જાય છે કે શયતાન અને જિન્નાત તેના શરીરમાં દાખલ થઈને યાદશકિત પર કાબૂ મેળવી લે છે, એટલે જયારે કોઈ સચોટ કારણોથી મા'લૂમ પડી જાય કે ભૂલી જવાનું કારણ આ જ છે તો ત્યારે ભૂલી જવાની બીમારીને આ રીતે દૂર કરી શકાય છે.

રીત : જો કોઈ બીજા માણસ પર દમ કરવું હોય તો 'અખ્રિજ્ અન્હુ' કહે અને જો ખુદ પોતાની ઝાત પર દમ કરવું હોય તો 'અખ્રિજ્ અન્ની' કહે.

('અમલુલ્ યવ્મિ વલ્લયલહ' ઈબ્નુસ્સુન્ની કૃત : ૧૪૭, હદીષ : ૫૭૮)

[૪૬]

## ઈલ્મમાં વધારા માટે દુઆ

رَبِّ زِدْنِي عِلْمًا ﴿١١٤﴾ (طٰہٰ ٢٠:١١٤، پارہ١٦)

અર્થ : હે મારા રબ ! મારા ઈલ્મમાં વધારો કરી દે.

('સૂરએ તાહા' - આયત નંબર-૧૧૪)

[૪૭]

## ભલાઈ માટે દુઆ

رَبِّ إِنِّي لِمَا أَنْزَلْتَ إِلَيَّ مِنْ خَيْرٍ فَقِيرٌ ﴿٢٤﴾ (قصص ٢٨:٢٤، پارہ٢٠)

અર્થ : હે મારા રબ ! જે ભલાઈ તું મારા તરફ ઉતારે તેનો હું મુહતાજ છું.

('સૂરએ કસસ' - આયત નંબર - ૨૪)

[૪૮]

## સલામ

જયારે કોઈ મુસલમાન થી મુલાકાત થાય તો એને આ શબ્દો વડે સલામ કરવી. :

اَلسَّلَامُ عَلَيْكُمْ

અર્થ : તમારા ઉપર સલામતી (નાઝિલ થાય).

## સલામનો જવાબ

એના જવાબમાં બીજા મુસલમાને આ પ્રમાણે કહેવું :

وَعَلَيْكُمُ السَّلَامُ ط

અર્થ : અને તમારા ઉપર (પણ) સલામતી (નાઝિલ થાય).

ફઝીલત : એકવાર એક માણસ બારગાહે રિસાલતમાં હાજર થયા અને તેમણે ઉપર મુજબ સલામ કરી, તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એનો જવાબ આપ્યો અને ફરમાવ્યું ! એને દસ નેકીઓ સવાબમાં મળી.

('અબૂ દાવૂદ' - 'મિશ્કાત શરીફ')

[૪૯]

## ખુશીના વખતે પઢવાની દુઆ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ بِنِعْمَتِهٖ تَتِمُّ الصَّالِحَاتُ ط

અર્થ : તમામ પ્રકારની તારીફ તે અલ્લાહ તઆલા માટે જ છે, જેની દરેક નેઅમતના પ્રતાપે સારાં કાર્યો પાર પડે છે.

('ઈબ્ને માજહ', 'હાકિમ', 'ઈબ્નુસ્સુન્ની', 'હિસ્ન' : ૩૫૭)

[૫૦]

## ગમીના વખતે પઢવાની દુઆ

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ ط

અર્થ : દરેક હાલતમાં અલ્લાહ તઆલા જ તારીફ ને પાત્ર છે.

('હિસ્ન' 'ઈબ્ને માજહ')

[૫૧]

## કોઈ કામ કરવા ન કરવા વિશે શંકા થતી હોય તો....

اَللّٰهُمَّ اجْعَلْ لِّیْ مِنْ اَمْرِیْ هٰذَا فَرَجًا وَّمَخْرَجًا اِنَّـكَ عَلٰی كُلِّ شَیْءٍ قَدِیْرٌ ط

અર્થ : હે અલ્લાહ ! મારા માટે મારા આ કામમાં આસાની અને છુટકારાનો માર્ગ બનાવ. બેશક, તું દરેક વસ્તુ પર શકિતમાન છે.

ફાયદો : હઝરત ઈમામ શાફિઈ (રહ.) ફરમાવે છે કે, જેને કોઈ કામ કરવા ન કરવા વિશે શંકા થતી હોય તો બેહતરી જાણવા માટે ઈશાની નમાઝ પછી સૂરએ "વલ્લયલિ ઈઝા યગ્શા" તથા સૂરએ "વદ્દુહા" અને સૂરએ "અલમ્ નશ્રહ" અને આ દુઆ રોજ સાત (૭) વાર પઢે, અલ્લાહના હુકમથી પહેલી યા બીજી અથવા ત્રીજી રાત સુધીમાં જે બેહતર હશે તે ગેબી માણસ આવી બતાવશે.

[૫૨]

## કોઈ હાજત પડે તો આ દુઆ દ્વારા મદદ હાસિલ કરો

یَاوَاحِدُ یَااَحَدُ یَاوَاجِدُ یَاجَوَّادُ اِنْفَحْنَا مِنْكَ بِنَفْحَةِ خَیْرٍ اِنَّـكَ عَلٰی كُلِّ شَیْءٍ قَدِیْرٌ ط

આ દુઆ વિશે શૈખ અબ્દુલ્લાહ કુરશી મિસરી અરબ જેઓ મિસરના મહાન શૈખો (બુઝુર્ગો)માંથી છે, તેમણે કહ્યું કે મેં મોટા

મોટા શૈખો સાથે મુલાકાત કરી છે અને ૬૦૦થી વધુ ઉસ્તાદોએ મને તા'લીમ આપી છે. તેમનું બયાન છે કે એક દિવસ હું હઝરત મુહમ્મદ મનાદ (તેઓ પોતાના સમયના મહાન વલી હતા) પાસે ગયો અને તેમનાથી મેં દરખાસ્ત કરી કે મને કોઈ એવી દુઆ બતાવો કે જયારે મને કોઈ હાજત પડે તો તે દ્વારા હું મદદ હાસિલ કરું. ત્યારે આપે ફરમાવ્યું કે આ દુઆ પઢયા કરો.

મજકૂર દુઆનો તરજુમો આ છે કે : હે એકલા ઝાતમાં ! હે એકલા સિફ્રાતમાં ! હે મેળવનાર ! હે મહાન સખાવત કરનાર ! તારી ભલાઈની ખુશ્બૂ અમને પણ સુંઘાડ (એટલે લાભ કરી આપ). બેશક, તું દરેક વસ્તુ પર શકિતમાન છે. ('શમ્સુલ મઆરિફ' ભા. ૪)

[૫૩]

## ખાધા પછી અને કપડાં પહેરતી વખતે નીચેની દુઆ પઢો, તમારા આગલા–પાછલા ગુનાહ માફ

હદીષ : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "જેણે ખાણું ખાઈને આ દુઆ પઢી :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَطْعَمَنِىْ هٰذَا الطَّعَامَ
وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّىْ وَلَا قُوَّةٍ ط

અર્થ : તમામ વખાણ અલ્લાહ તઆલાના માટે જ છે, જેણે મને આ ખાવું ખવડાવ્યું અને મારી કોશિશ અને શકિત વગર મને એ નસીબ ફરમાવ્યું. તેના આગલા અને પાછલા ગુનાહ માફ થઈ જાય છે.

અને જો કપડાં પહેરતી વખતે આ (નીચે દર્શાવેલી) દુઆ પઢી તો તેના આગલા અને પાછલા ગુનાહ માફ થઇ જાય છે :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ هٰذَا الثَّوْبَ وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّىْ وَلَا قُوَّةٍ ط

અર્થ : તમામ વખાણ અલ્લાહ તઆલાના માટે જ છે, જેણે મને આ કપડું પહેરાવ્યું અને મારી કોશિશ અને શકિત વગર મને એ નસીબ ફરમાવ્યું. તો એના આગલા અને પાછલા ગુનાહ માફ થઈ જાય છે.

('અબૂ દાવૂદ' : ૨/૫૫૮)

[૫૪]

## પત્નીથી હમબિસ્તરી-સંભોગ કરતી વખતે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ جَنِّبْنَا الشَّيْطَانَ وَجَنِّبِ الشَّيْطَانَ مَا رَزَقْتَنَا ط

અર્થ : હું અલ્લાહ તઆલાનું નામ લઈને આ કામ કરું છું, હે અલ્લાહ તઆલા ! અમને શયતાનથી બચાવ અને તું અમને જે (અવલાદ) અતા ફરમાવે, એનાથી (પણ) શયતાનને દૂર રાખ.

આ દુઆ પઢી લીધા પછી તે વખતની હમબિસ્તરીથી જે અવલાદ પેદા થશે, શયતાન તેને કદાપિ નુકસાન પહોંચડી શકશે નહિ.

('બુખારી' 'મુસ્લિમ')

નોટ : આ દુઆ જરૂર પઢવી જોઈએ, કારણ કે સંભોગ વખતે અલ્લાહ તઆલાનું નામ ન લેવાથી શયતાનનો નુત્ફો પણ પુરુષના નુત્ફાની સાથે અંદર ચાલ્યો જાય છે. ('હિસ્ન' નો હાશિયો)

[૫૫]

## જયારે વીર્ય નીકળે તો દિલમાં આ દુઆ પઢે

اَللّٰهُمَّ لَا تَجْعَلْ لِلشَّيْطَانِ فِيْمَا رَزَقْتَنِيْ نَصِيْبًا ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! તું મને જે અવલાદ અતા ફરમાવે એમાં શયતાનનો જરાય ભાગ કરીશ નહિ.

નોટ : (૧) સાતમા દિવસે બાળકનું નામ પાડવું અને અકીકહ કરવો.

(૨) જ્યારે બાળક જન્મે તો એને અલ્લાહ તઆલાના કોઈ નેક બંદા પાસે લઈ જવું અને એમનાથી બરકતની દુઆ કરાવવી તથા ખજૂર યા ખારેક યા બીજી કોઈ ચીજ એમની પાસે ચવડાવી બાળકના મોઢામાં મુકાવવી.

(૩) બાળક જ્યારે બોલવા માંડે તો પ્રથમ એને 'લા ઈલા-હ ઈલ્લલ્લાહ' શિખવાડવું અને આ (નિમ્ન લિખિત) આયત પણ યાદ કરાવવી : ('હિસ્ન')

وَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِي الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهٗ وَلِيٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا ﴿١١١﴾ ع

(بنی اسرائیل ۱۷:۱۱۱)

[૫૬]

## સંતાન-પ્રાપ્તિ માટે

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ○

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

اَلَّذِيْٓ اَحْسَنَ كُلَّ شَيْءٍ خَلَقَهٗ وَبَدَاَ خَلْقَ الْاِنْسَانِ
مِنْ طِيْنٍ ﴿٧﴾ ثُمَّ جَعَلَ نَسْلَهٗ مِنْ سُلٰلَةٍ مِّنْ مَّآءٍ
مَّهِيْنٍ ﴿٨﴾ ثُمَّ سَوّٰىهُ وَنَفَخَ فِيْهِ مِنْ رُّوْحِهٖ وَجَعَلَ
لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ؕ قَلِيْلًا مَّا
تَشْكُرُوْنَ ﴿٩﴾ (سورة السجدة ٣٢: ٧-٩)

અર્થ : તેણે જે પણ વસ્તુ બનાવી છે તે સૌને ઘણી જ સરસ બનાવી અને તેણે ગારાથી માનવીના સર્જનની શરૂઆત કરી. પછી તેની નસલને સત્ત્વ કાઢેલા તુચ્છ પાણીથી બનાવી, પછી તેને પૂર્ણ કર્યો અને તેની અંદર પોતાની રૂહ ફૂંકી દીધી અને તેમને કાન અને આંખો અને દિલ અર્પણ કર્યાં, (પણ) તમે બહુ જ થોડો શુક્ર કરો છો.

ફઝીલત : જો કોઈ વ્યકિત અવલાદની નેઅમતથી મહરૂમ હોય તો તે અલ્લાહ પર ભરોસો રાખી પુષ્કળ પ્રમાણમાં આ આયતનો વિર્દ કરે. ('આખિરતનો તોહફો')

[૫૭]

## પ્રસૂતિની આસાની માટેનો અમલ

لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَلِيْمُ الْكَرِيْمُ ط سُبْحَانَ اللّٰهِ وَتَعَالٰى
رَبِّ الْعَرْشِ الْعَظِيْمِ ط اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ كَاَنَّهُمْ
يَوْمَ يَرَوْنَهَا لَمْ يَلْبَثُوْٓا اِلَّا عَشِيَّةً اَوْ ضُحٰهَا ط كَاَنَّهُمْ
يَوْمَ يَرَوْنَ مَا يُوْعَدُوْنَ لَمْ يَلْبَثُوْٓا اِلَّا سَاعَةً مِّنْ نَّهَارٍ
بَلٰغٌ فَهَلْ يُهْلَكُ اِلَّا الْقَوْمُ الْفٰسِقُوْنَ ط

અર્થ : અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી, જે સહનશીલ (અને) દયાવાન છે. અલ્લાહ તઆલાની ઝાત પાક અને ઉચ્ચ છે, જે મહાન અર્શનો પરવરદિગાર છે... સર્વ પ્રકારની તારીફ એક માત્ર અલ્લાહ તઆલા માટે જ છે, જે તમામ જગતોનો પાલનહાર છે... જે દિવસે આ લોકો તે (કિયામત)ને જોશે તો તેમને એમ લાગશે કે (દુનિયામાં) માત્ર એક સાંજ યા સવાર જેટલું જ રોકાયા હતા....જે દિવસે આ લોકો તે (અઝાબ)ને જોઈ લેશે જેનો તેમને વાયદો કરવામાં આવે છે, ત્યારે તેમને એમ લાગશે કે જાણે તેઓ દુનિયામાં દિવસની એક પળ કરતાં વધુ રોકાયા ન હતા અને વાત પહોંચાડી દેવામાં આવી. હવે નાફરમાન અને ફાસિક લોકો જ બરબાદ થશે.

ફઝીલત : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી મવકૂફન્ રિવાયત છે કે આપે ઈરશાદ ફરમાવ્યો :

જે સ્ત્રી માટે બાળકની પ્રસૂતિ (સુવાવડ) મુશ્કેલ થઈ પડે, તો તેને ઉપર દર્શાવેલા કલિમાત અને આયાતને કોઈ કાગળ પર લખી

ઘોળીને પિવડાવવામાં આવે.

('બયહકી ફિદઅ્વાત' 'તુહ્ફ-એ-હુફ્ફાઝ' : ૩૫૩, 'ફઝાઈલે હુફ્ફાઝે કુર્આન' : ૯૯૩)

[૫૮]

## જામિઅ (સર્વગાહી) દુઆ

اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُكَ مِنْ خَيْرِ مَا سَئَلَكَ مِنْهُ نَبِيُّكَ مُحَمَّدٌ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَنَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا اسْتَعَاذَكَ مِنْهُ نَبِيُّكَ مُحَمَّدٌ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَاَنْتَ الْمُسْتَعَانُ وَعَلَيْكَ الْبَلَاغُ وَلَاحَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! અમે તારાથી તે સર્વ માંગીએ છીએ, જે તારાથી તારા નબી હઝરત મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માંગ્યું હતું અને તે બધી જ વસ્તુઓથી પનાહ માંગીએ છીએ, જેનાથી તારા નબી હઝરત મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તારી પનાહ માંગી હતી.

ફઝીલત : હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને ઘણી દુઆઓ શીખવી, જે અમને યાદ ન રહી. અમે આપની ખિદમતમાં અરજ કરી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! આપે શીખવેલી ઘણી દુઆઓને અમે ભૂલી ગયા. તે બધી જ દુઆઓ અમે અલ્લાહ તઆલાથી માંગવા ચાહીએ છીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હું તમને એવી દુઆ બતાવું કે જેમાં બધી જ

દુઆઓ આવી જાય ? પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોકત દુઆ બતાવી. ('તિર્મિઝી શરીફ', 'હિસ્ન' : ૪૫૨)

[૫૯]

## એક અતિ જામિઅ-સર્વગાહી દુઆ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ الْهُدٰی وَالتُّقٰی وَالْعَفَافَ وَالْغِنٰی ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! હું તારાથી સવાલ કરું છું હિદાયતનો, પરહેઝગારીનો, પાકદામનીનો અને બેનિયાઝી યા માલદારીનો.

('મુસ્લિમ શરીફ')

[૬૦]

## એક મસ્નૂન દુઆ

اَللّٰهُمَّ اَغْنِنِیْ بِالْعِلْمِ، وَزَیِّنِّیْ بِالْحِلْمِ، وَاَکْرِمْنِیْ بِالتَّقْوٰی، وَجَمِّلْنِیْ بِالْعَافِیَةِ ط

અર્થ : હે અલ્લાહ ! મને ઈલ્મ દ્વારા બેનિયાઝ (નિ:સ્પૃહ) ફરમાવી દે (અર્થાત્ : ઈલ્મે ઉખ્રવીથી નવાઝી દે) અને મને સંયમ તથા

સહનશીલતાના ગુણથી સુશોભિત ફરમાવી દે અને મને તકવા દ્વારા મુકર્રમ (સન્માનિત) ફરમાવ અને મને આફિયત (ક્ષેમ-કુશળતા અને સુખશાંતિ)નું સૌંદર્ય અતા ફરમાવ. ('અલ હિલ્મ' : ૧૯)

ફઝીલત : હુઝૂર નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ દુઆ ફરમાવ્યા કરતા હતા.

નોટ : અર્થ-ભાવાર્થ નજર સમક્ષ રાખીને ઉપરોકત મસ્નૂન દુઆ પઢવાનો ખાસ ઈહ્તિમામ (પ્રબંધ) કરવો જોઈએ.

[૬૧]

## બાળકને બીમારી અને અન્ય નુકસાનથી બચાવવા માટેની દુઆ

أُعِيْذُكَ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّةِ مِنْ كُلِّ
شَيْطَانٍ وَّهَامَّةٍ وَّمِنْ كُلِّ عَيْنٍ لَّامَّةٍ ط

અર્થ : હું તારા માટે અલ્લાહ તઆલાના સઘળા કલિમાતના વાસ્તાથી દરેક શયતાન,ઝેરીલા જાનવર અને નુકસાન પહોંચાડનારી દરેક આંખથી પનાહ ચાહું છું. ('બુખારી')

[૬૨]

## કોઈ ચીજ ગુમ થઈ જાય, ગુલામ અથવા જાનવર નાસી જાય તો આ દુઆ પઢે

اَللّٰهُمَّ رَادَّ الضَّآلَّةِ وَهَادِيَ الضَّآلَّةِ اَنْتَ تَهْدِىْ

مِنَ الضَّلَالَةِ اُرْدُدْ عَلَیَّ ضَالَّتِیْ بِقُدْرَتِکَ وَ
سُلْطَانِکَ فَاِنَّهَا مِنْ عَطَائِکَ وَفَضْلِکَ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! હે ગુમ થયેલી ચીજને પાછી લાવનાર અને માર્ગ ભૂલેલાને માર્ગ બતાવનાર ! તું જ ગુમ થયેલાને માર્ગ બતાવે છે. પોતાની કુદરત અને વર્ચસ્વથી-શકિતથી મારી ખોવાઈ ગયેલી ચીજને પાછી ફરમાવી દે, કારણ કે તે તારી બખ્શિશ અને તારા ફઝલથી મને મળી હતી. ('હિસ્ન')

[૬૩]

## મૂંઝવણભર્યું કામ પેશ આવે તો પઢે

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ્યારે કોઈ પરેશાની, બેચેની અને મુશ્કેલી પેશ આવતી તો આપ આ દુઆ પઢયા કરતા હતા :

یَا حَیُّ یَا قَیُّوْمُ بِرَحْمَتِکَ اَسْتَغِیْثُ ط

અર્થ : હે સદા જીવંત રહેનાર ! હે સૌને સંભાળનાર ! તારી જ રહમત વડે ફરિયાદ કરું છું. ('તિર્મિઝી')

[૬૪]

## કોઈ મુસીબતમાં ફસાઈ જાય તો પઢે

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ○

وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِیِّ الْعَظِیْمِ ط

અર્થ : અલ્લાહના નામથી શરૂ કરું છું, જે અત્યંત મહેરબાન અને દયાવાન છે. ઉચ્ચ અને મહાન અલ્લાહ તઆલાની મદદ સિવાય મુસીબતોથી બચવાની હિંમત અને તાકાત નથી.

('ઈબ્નુસ્સુન્ની'....૧૨૧)

[૬૫]

## મુસીબત અને આફત વખતે પઢવાની દુઆ

જ્યારે કોઈ મુસીબત પહોંચે, અહિંયા સુધી કે કાંટો વાગે તો પણ આ દુઆ પઢે :

اِنَّا لِلّٰهِ وَ اِنَّاۤ اِلَیْهِ رٰجِعُوْنَ ﴿۱۵۶﴾ (البقرہ ۲:۱۵۶)

اَللّٰهُمَّ اَجِرْنِیْ فِیْ مُصِیْبَتِیْ وَاخْلُفْ لِیْ خَیْرًا مِّنْهَا ط

(અર્થ : બેશક, અમે અલ્લાહ તઆલા માટે જ છીએ અને અમારે અલ્લાહ તઆલા તરફ જ પાછા ફરવાનું છે. હે અલ્લાહ તઆલા ! મને મારી મુસીબતમાં અજર અતા ફરમાવ અને મને તેના બદલામાં એનાથી બેહતર ચીઝ અતા ફરમાવ.) ('મુસ્લિમ શરીફ' : ૨/૬૩૨)

ફઝીલત : (૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે કોઈ માણસને કશી મુસીબત પેશ આવે અને તે આ (ઉપરોકત) દુઆ પઢે તો અલ્લાહ તઆલા એને મુસીબત પર અજર અતા ફરમાવશે અને આ દુઆની બરકતથી અલ્લાહ તઆલા એને એનો નેઅમુલ બદલ (ઉત્તમ બદલ) અતા ફરમાવશે. ('મુસ્લિમ શરીફ')

(૨) હઝરત હુસૈન ઈબ્ને અલી (રદિ.)થી રિવાયત છે કે નબીએ

કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : જે બંદાને મુસીબત પહોંચી અને તેણે –

إِنَّا لِلّٰهِ وَإِنَّآ إِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾ (البقرہ ۲:۱۵۶)

પઢયું પછી જ્યારે પણ તે આગલી મુસીબત યાદ આવવા પર

إِنَّا لِلّٰهِ وَإِنَّآ إِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾ (البقرہ ۲:۱۵۶)

પઢશે તો અલ્લાહ તઆલા તેના માટે સદમો (દુ:ખ) પહોંચવાના દિવસે જેટલો અજર (સવાબ) લખ્યો હતો તેટલો જ અજર (સવાબ) ફરી લખી આપે છે. (ઈબ્ને માજહ)

(૩) જ્યારે કોઈનું મૃત્યુ થાય ત્યારે સંબંધીઓએ મજકૂર દુઆ પઢવી. ('તિર્મિઝી શરીફ')

(૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો : મારી ઉમ્મતને એક નેઅમત એવી આપવામાં આવી છે, જે આગલી ઉમ્મતોમાંથી કોઈને પણ આપવામાં આવી નથી. તે આ છે કે તમે મુસીબત વખતે પઢો :

إِنَّا لِلّٰهِ وَإِنَّآ إِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾ (البقرہ ۲:۱۵۶)

('રૂહુલ મઆની' : ૨/૨૩)

(૫) હઝરત અલ્લામહ આલૂસી (રહ.)એ આ આયત –

إِنَّا لِلّٰهِ وَإِنَّآ إِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾ (البقرہ ۲:۱۵۶)

ની તફસીર ફરમાવતા રિવાયત નકલ ફરમાવી છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ કલિમાત

* કાંટો વાગવા ઉપર

* મચ્છર કરડવા ઉપર
* જોડા ની દોરી તૂટવા ઉપર અને
* દીવો ઓલવાઈ જવા ઉપર પઢયા છે. ('કુર્આન-હદીસ નાં ખઝાનાઓ')

[૬૬]

## નઝરે બદથી હિફાઝત

مَاشَآءَ اللّٰهُ لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

અર્થ : અલ્લાહ જે ચાહે તે જ થાય છે, બુરાઈથી બચવાની અને નેકી કરવાની કોઈમાં કશી શક્તિ નથી, પરંતુ અલ્લાહની તવફીકથી.

ફઝીલત : હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)થી મરફૂઅન્ રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ કોઈ ચીજને જુએ અને તે ચીજ તેને સારી લાગે અને પછી તે ઉપરની દુઆ પઢી લે, તો એ ચીજને નઝરે બદ (બૂરી નજર) લાગશે નહિ.

('ઈબ્નુસ્સુન્ની' 'તોહ્ફ-એ-હુફ્ફાઝ' : ૩૫૬, 'ફઝાઈલે હુફ્ફાઝે કુર્આન' : ૧/૧૦૦૧)

[૬૭]

## આફિયતની એક જામિઅ દુઆ

اَللّٰهُمَّ عَافِنِىْ فِىْ بَدَنِىْ اَللّٰهُمَّ عَافِنِىْ فِىْ سَمْعِىْ
اَللّٰهُمَّ عَافِنِىْ فِىْ بَصَرِىْ لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ ط

અર્થ : હે અલ્લાહ ! મારા બદનમાં આફિયત અતા ફરમાવ. હે અલ્લાહ ! મારી સાંભળવાની શકિતમાં આફિયત અતા ફરમાવ. હે

અલ્લાહ ! મારી દૃષ્ટિમાં આફિયત અતા ફરમાવ. તારા સિવાય કોઈ મા'બૂદ નથી.

ફઝીલત : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆને સવાર-સાંજ ત્રણ-ત્રણ વાર પઢતા રહેતા હતા. ('અબૂ દાવૂદ')

[૬૮]

## દરેક ભલાઈથી માલામાલ-સંપન્ન

يَابَدِيْعَ الْعَجَائِبِ بِالْخَيْرِيَابَدِيْعُ ط

અર્થ : હે અનોખી વસ્તુઓને ભલાઈના સાથે પેદા કરનાર ! હે નવી વસ્તુઓને પેદા કરનાર !

ફઝીલત : ખૂબ નાની-ટૂંકી (દુઆ) છે; પરંતુ ખૂબ લાભદાયક છે. આ (દુઆ) પઢનાર ઈન્શાઅલ્લાહ દરેક પ્રકારની ભલાઈથી માલામાલ-સંપન્ન થઈ જશે. દુઆ ઉપર પ્રમાણે છે.

('ઝખીર- એ- આખિરત')

[૬૯]

## દરેક પ્રકારની ભલાઈની દુઆ

اَللّٰهُمَّ لَاتَدَعْ لَنَا ذَنْبًا اِلَّا غَفَرْتَهٗ وَلَاهَمًّا اِلَّا فَرَّجْتَهٗ وَلَادَيْنًا اِلَّاقَضَيْتَهٗ وَلَاحَاجَةً مِّنْ حَوَائِجِ الدُّنْيَا وَالْاٰخِرَةِ هِيَ لَكَ رِضًا اِلَّا قَضَيْتَهَا يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

અર્થ : હે અલ્લાહ ! અમારો કોઈ ગુનાહ માફ કર્યા વગર અને કોઈ ફિક્ર-ચિંતા દૂર કર્યા વગર અને કોઈ કર્ઝ-દેણું અદા કર્યા વગર ન છોડ. હે તમામ રહમ-દયા કરનારાઓથી વધીને રહમ કરનાર !

('તબરાની ફીલ્ કબીર', વ 'ફી કિતાબિદ્દુઆ' અન અનસિન રદિ.)

[૭૦]

## મગફિરતની દુઆ

رَّبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿١١٨﴾ (المؤمنون ٢٣:١١٨)

અર્થ : હે અલ્લાહ ! મારી મગફિરત ફરમાવ અને મારા ઉપર રહમ-દયા કર અને તું સૌથી વધુ રહમ કરનાર છે.

('ઝખીર-એ-આખિરત')

[૭૧]

## કુટુંબના પરહેઝગાર થવા માટે અને પોતાને પરહેઝગારીના ઉચ્ચ દરજ્જા પર પહોંચાડવા માટેની દુઆ

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ﴿٧٤﴾ (الفرقان ٢٥:٧٤)

ફઝીલત : ઉપરોક્ત દુઆ પોતાના કુટુંબના પરહેઝગાર થવા માટે અને પોતાને તકવા-પરહેઝગારીના ઉચ્ચ દરજ્જા પર પહોંચાડવા માટે છે.

(અલ ફુરકાન, આયત : ૭૪)

[૭૨]

## દીન ઉપર અડગ રહેવાની અને ઈમાન ઉપર ખાતિમહ થવાની દુઆ

يَا مُقَلِّبَ الْقُلُوْبِ ثَبِّتْ قَلْبِيْ عَلٰى دِيْنِكَ ط

અર્થ : હે દિલોના પલટનાર ઝાત ! મારા દિલને પોતાના દીન પર જમાવી દે. (‘તિર્મિઝી’, ‘નસાઈ’, ‘હાકિમ’, ‘અહમદ’, ‘અબૂ યઅ્લા’)

ફઝીલત : જે માણસ આ દુઆ માંગતો રહેશે તો ઈન્શાઅલ્લાહ દીન ઉપર સાબિતકદમ (અડગ) રહેશે અને આ દુઆની બરકતથી ઈમાન ઉપર ખાતિમહ થશે. (‘કુર્આન-હદીષ ના ખઝાનાઓ’)

[૭૩]

## મા-બાપ માટે ખૈર-ભલાઈની દુઆ

رَبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيٰنِيْ صَغِيْرًا ﴿٢٤﴾ (بنی اسرائیل ١٧: ٢٤)

ફઝીલત : ઉપર દર્શાવેલ આયતમાં મા-બાપ માટે દુઆ માંગવાની રીત શીખવી છે. એમના માટે આ રીતે દુઆ માંગો.

(સૂરએ ‘બની ઈસ્રાઈલ’ –રુકૂઅ : ૩)

[૭૪]

## ઈસ્લામ ઉપર મૃત્યુ થવાની દુઆ

فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ قف اَنْتَ وَلِيّٖ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ج تَوَفَّنِيْ مُسْلِمًا وَّاَلْحِقْنِيْ بِالصّٰلِحِيْنَ ﴿١٠١﴾ (یوسف ١٢: ١٠١)

અર્થ : હે આસમાન અને જમીનોને પેદા કરનાર ! દુનિયા અને આખિરતમાં તું જ મારો રફીક-સાથી છે. તું મને પોતાની ફરમાંબરદારીની હાલતમાં (દુનિયાથી) ઉઠાવી લે અને મને પોતાના નેક બંદાઓમાં શામિલ ફરમાવ. ('સૂરએ યૂસુફ' પા ૧૩, રુકૂઅ ૧૧)

ફઝીલત : આ હઝરત યૂસુફ (અલૈ.)ની છેલ્લી દુઆ છે. જે માણસ આ આયતને પઢતો રહેશે તો તેનું મૃત્યુ ઈસ્લામ ઉપર થશે.

('આખિરતનો તોહફો')

[૭૫]

## ગુનાહ માફ કરી દેવાશે

اَللّٰهُمَّ اِنِّیْ اَتُوْبُ اِلَیْکَ مِنْهَا لَا اَرْجِعُ اِلَیْهَا اَبَدًا ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી સામે આ (ખતા યા ગુનાહ) થી તોબા કરું છું અને (સંકલ્પ કરું છું કે) હવે પછી કદાપિ આ (ખતા યા ગુનાહ નહિ કરું).

(૧) જ્યારે પણ કોઈ ખતા થઈ જવા પામે અથવા નાનો-મોટો ગુનાહ થઈ જાય અને અલ્લાહ તઆલાથી તવબા કરવા ચાહે તો અલ્લાહ તઆલા તરફ મુતવજ્જેહ (ધ્યાનસ્થ) થાય અને બંને હાથ અલ્લાહ તઆલા તરફ ઉઠાવીને ઉપરની દુઆ પઢે.

ફઝીલત : હદીષ શરીફમાં છે કે જે માણસ આ રીતે તૌબા કરશે તો એના ગુનાહ માફ કરી દેવાશે, શર્ત આ છે કે બીજી વાર તે જ ગુનાહ ન કરે. ('હિસ્ન')

### (૨) કોઈ ભયંકર અપરાધ થઈ જવા પામે તો આ શબ્દો ત્રણ વાર પઢે

اَللّٰهُمَّ مَغْفِرَتُکَ اَوْسَعُ مِنْ ذُنُوْبِیْ
وَرَحْمَتُکَ اَرْجٰی عِنْدِیْ مِنْ عَمَلِیْ ط

અર્થ : હે અલ્લાહ ! તારી મગફિરત મારા ગુનાહોથી ઘણી જ વિશાળ છે અને મને પોતાના અમલની સરખામણીમાં તારી રહમતની ઘણી વધારે ઉમ્મીદ છે. ('હિસ્ન')

[૭૬]

## ગુનાહોની બુરી અસરોથી પનાહ માંગવાની દુઆ

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની દુઆમાં આ કલિમાત ફરમાવ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ شَرِّ مَا عَمِلْتُ
وَمِنْ شَرِّ مَا لَمْ اَعْمَلْ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી પાસે તે કામોની બુરાઈથી પણ પનાહ માંગુ છું, જે મેં કર્યા છે અને તે કામોની બુરાઈથી પણ પનાહ ચાહું છું, જે મેં કર્યા નથી. ('મુસ્લિમ શરીફ')

[૭૭]

## નફસની બુરાઈથી પનાહ માંગવાની દુઆ

હઝરત ઈમરાન ઈબ્ને હુસૈન (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમના વાલિદ હઝરત હુસૈન

(રદિ.)ને દુઆ માટે આ બે કલિમાત શિખવાડયા હતા :

اَللّٰهُمَّ اَلْهِمْنِىْ رُشْدِىْ وَاَعِذْنِىْ مِنْ شَرِّ نَفْسِىْ ط

અર્થ : હે અલ્લાહ ! સીધા માર્ગની તરફ મને માર્ગદર્શન આપ અને મને મારા નફસની બુરાઈથી બચાવી લે. ('તિર્મિઝી શરીફ')

[૭૮]

## બીમારીઓથી પનાહ માંગવાની દુઆ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ દુઆ ફરમાવ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنَ الْبَرَصِ
وَالْجُنُوْنِ وَالْجُذَامِ وَسَيِّءِ الْاَسْقَامِ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું કોઢથી, પાગલપણાથી, રક્તપિત્તથી અને તમામ બુરી બીમારીઓથી. ('અબૂ દાવૂદ')

[૭૯]

## માલદારી અને ફકીરીની બુરાઈથી પનાહ માંગવાની દુઆ

હઝરત આઈશા(રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ કલિમાત દ્વારા દુઆ માંગ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنْ فِتْنَةِ النَّارِ
وَعَذَابِ النَّارِ وَمِنْ شَرِّ الْغِنٰى وَالْفَقْرِ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! હું તારી પનાહ ચાહું છું આગના ફિત્નાથી, દોઝખના અઝાબથી અને માલદારી તથા ફકીરીની બુરાઈથી. ('અબૂ દાવૂદ'-'તિર્મિઝી')

[૮૦]

## તવકકુલ, હિદાયત અને નુસરતની દુઆ

اَللّٰهُمَّ اجْعَلْنِیْ مِمَّنْ تَوَکَّلَ عَلَیْکَ فَکَفَیْتَهٗ
وَاسْتَهْدَاکَ فَهَدَیْتَهٗ وَاسْتَنْصَرَکَ فَنَصَرْتَهٗ ط

અર્થ : હે અલ્લાહ ! તું મને એવા લોકોમાં બનાવી લે– એવા લાકોમાં શામિલ કરી લે, જેમણે તારી ઝાત પર ભરોસો કર્યો તો એમના માટે તું કાફી થઈ ગયો અને જેમણે તારાથી હિદાયત માંગી, તો તેં એમને હિદાયત નસીબ ફરમાવી અને જેમણે તારાથી મદદ માંગી, તો તેં એમને મદદ ફરમાવી. ('અલ હિઝ્બ' : ૭૭)

[૮૧]

## પાંચ અહમ ચીજો માટે દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ الصِّحَّةَ وَالْعِفَّةَ وَالْاَمَانَةَ
وَحُسْنَ الْخُلُقِ وَالرِّضَاءِ بِالْقَدْرِ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારાથી તંદુરસ્તી, પાકદામની, અમાનતદારી, સારા અખ્લાક અને તકદીર પર રાજી રહેવાનો સવાલ કરું છું.

('મુફીદ દુઆઓંકા ગુલદસ્તા', પેજ-૧૩૦)

[૮૨]

## રાત્રે અથવા દિવસે આ કલિમાત જરૂર પઢે અને અલ્લાહથી પોતાની હાજતની દુઆ માંગે

اَللّٰھُمَّ اِنِّیْ اَسْاَلُکَ صِحَّۃً فِیْ اِیْمَانٍ، وَّاِیْمَانًا فِیْ حُسْنِ خُلُقٍ وَّنَجَاۃً یَّتْبَعُھَا فَلَاحٌ، وَّرَحْمَۃً مِّنْکَ وَعَافِیَۃً وَّمَغْفِرَۃً مِّنْکَ وَرِضْوَانًا ط

અર્થ : હે અલ્લાહ ! હું તારાથી સિહ્હતનો ઈમાનની સાથે અને ઈમાનનો સારા અખ્લાક સાથે અને એવી નજાતનો જેની સાથે (દુનિયા અને આખિરતની) ફલાહ હોય અને તારી રહમતનો અને આફિયતનો તથા તારી મગફિરત અને રઝામંદીનો સવાલ કરું છું. (તું મને આ સઘળી ચીજો અતા ફરમાવી દે.) ('હિસ્ન' : ૮૫)

[૮૩]

## બુરું ઘડપણ, કંજૂસાઈ, બુઝદિલી, દુનિયાના ફિત્ના અને કબ્રના અઝાબથી હિફાઝત માટે એક સર્વગ્રાહી (જામિઅ) દુઆ

اَللّٰھُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنَ الْبُخْلِ وَاَعُوْذُبِکَ مِنَ الْجُبْنِ وَاَعُوْذُبِکَ مِنْ اَنْ اُرَدَّ اِلٰی اَرْذَلِ الْعُمُرِ وَاَعُوْذُبِکَ مِنْ فِتْنَۃِ الدُّنْیَا وَعَذَابِ الْقَبْرِ ط

અર્થ : હે અલ્લાહ ! હું કંજૂસીથી તારી પનાહ ચાહું છું અને હું તારી પનાહ ચાહું છું બુઝદિલીથી અને હું તારી પનાહ ચાહું છું કે મને બેકાર ઉંમર (ઘડપણ) તરફ ફેરવવામાં આવે અને હું તારી પનાહ ચાહું છું દુનિયાના ફિત્નાથી અને કબ્રના અઝાબથી.

ફઝીલત : નસઈ શરીફમાં હઝરત સઅદ(રદિ.)થી હદીષ રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ દુઆ વધુ પ્રમાણમાં માંગ્યા કરતા હતા અને આ હદીસના રાવી હઝરત સઅદ (રદિ.) ખાસ પાબંદીથી આ દુઆ પોતાની બધી અવલાદને યાદ કરાવતા હતા.

('મઆરિફુલ કુર્આન' : ૬/૨૪૧, 'કન્ઝુલ ઉમ્માલ' : ૫૦૯૫, ૨/૬૯૦)

[૮૪]

## વસવસા દૂર કરવાનો ઈલાજ

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ○

અર્થ : હું મરદૂદ (હડધૂત થયેલા) શયતાનથી અલ્લાહ તઆલા પાસે પનાહ ચાહું છું.

રીત : ત્રણ વખત પઢીને ડાબી તરફ ત્રણ વખત થૂં થૂં કરી દે, થુત્કારી દે. ('કિતાબુલ્ અઝકાર' : ૧૦૫)

## વસવસા દૂર કરવાના અન્ય ઝિક્રો

(૧) હદીષ શરીફમાં આવે છે કે હઝરત આઈશા (રદિ.)એ અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ નકલ ફરમાવ્યું કે : "વસવસામાં માણસ "اٰمَنَّا بِاللّٰهِ وَبِرَسُوْلِهٖ" (આમન્ના બિલ્લાહિ વ બિ–રસૂલિહી) ત્રણ વખત પઢે."

(૨) 'બુખારી શરીફ' અને 'મુસ્લિમ શરીફ'માં હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે : અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "વસવસા આવતા હોય તો પુષ્કળ પ્રમાણમાં 'તઅવ્વુઝ' اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ۝ (અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ) પઢો."

('કિતાબુલ્ અઝકાર' : ૧૦૪)

(૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ એક સજ્જનને વસવસાના ઉપાયમાં આ ફરમાવ્યું : "જયારે તમને વસવસા પરેશાન કરે તો આ આયત પઢી લો :

هُوَ الْاَوَّلُ وَالْاٰخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ ۚ (الحدید ۵۷:۳)

(હુવલ્ અવ્વલુ વલ્ આખિરુ વઝ્ઝાહિરુ વલ્ બાતિન)

('અબૂ દાવૂદ શરીફ' : ૬૯૬, હદીષ નં. : ૫૧૧૦)

[૮૫]

## ગયરત (લજ્જા, સંકોચ, લઘુતાગ્રંથી)નો ઈલાજ

"بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ دَاوِنِيْ بِدَوَائِكَ وَاشْفِنِيْ بِشِفَائِكَ وَاَغْنِنِيْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ وَاحْذَرْ عَنِّيْ اَذَاكَ ط"

અર્થ : હું અલ્લાહના નામથી મદદ માંગું છું. હે અલ્લાહ ! પોતાની દવાથી મારો ઈલાજ ફરમાવ અને પોતાના શિફાના ખઝાનાથી મને

તંદુરસ્તી અતા ફરમાવ અને પોતાના ફઝલ (કૃપા)ના તુફૈલ મને તારા સિવાયથી બેનિયાઝ કરી દે અને તારા હુકમથી આવેલી તે તકલીફ આપનારી વસ્તુને મારાથી હટાવી દે.

('અમલુલ્ યવમિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૫૮)

[૮૬]

## જિંદગીના છેલ્લા શ્વાસ સુધી મોટી મુસીબતોથી હિફાઝત અને રાહત આપનારી દુઆ

હઝરત બુસ્ર બિન અલ્ અરતાત અલ્ કુરૈશી (રદિ.) ફરમાવે છે: મેં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ દુઆ કરતા સાંભળ્યા :

اَللّٰهُمَّ اَحْسِنْ عَاقِبَتَنَا فِى الْاُمُوْرِ كُلِّهَا،
وَاَجِرْنَا مِنْ خِزْىِ الدُّنْيَا وَعَذَابِ الْاٰخِرَةِ ط

અર્થ : હે અલ્લાહ ! સર્વ કામોમાં અમારા માટે અંજામને બહેતર બનાવ અને દુનિયાની રુસ્વાઈ અને આખિરતના અઝાબથી અમને પનાહ અતા ફરમાવ.

('અલ્ મુસ્નદુલ્ જામિઅ' : ૩/૨૪૮,
'મુસ્નદે ઈમામે અહમદ' : ૨૯/૧૭૧, હદીષ નં. :૧૭૬૨૮)

'તબરાની' ની રિવાયતમાં આ વધારો છે :

مَنْ لَزِمَهٗ مَاتَ قَبْلَ اَنْ يُّصِيْبَهٗ جُهْدٌ مِّنْ بَلَاءٍ

આ દુઆની પાબંદી કરનારાને મોત સુધી મોટી મુસીબતથી છુટકારો અને રાહત પ્રાપ્ત થાય છે.

[૮૭]

## સર્વ રોગો માટે એક અકસીર ઈલાજ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

اَلۡحَمۡدُ لِلّٰهِ رَبِّ الۡعٰلَمِيۡنَ ۙ‏ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ۙ‏ مٰلِكِ
يَوۡمِ الدِّيۡنِ ؕ‏ اِيَّاكَ نَعۡبُدُ وَ اِيَّاكَ نَسۡتَعِيۡنُ ؕ‏
اِهۡدِنَا الصِّرَاطَ الۡمُسۡتَقِيۡمَ ۙ‏ صِرَاطَ الَّذِيۡنَ اَنۡعَمۡتَ
عَلَيۡهِمۡ ۙ غَيۡرِ الۡمَغۡضُوۡبِ عَلَيۡهِمۡ وَلَا الضَّآلِّيۡنَ ؏ (اٰمِيۡنَ)

(છેવટ સુધી પઢીને દમ કરવું)

(સૂરએ 'ફાતિહા', પારહ : ૧) ('તફસીર ઈબ્ને કષીર' (ઉર્દૂ) : ૧૪, પા. : ૧, 'બુખારી શરીફ' : ૨/૭૪૯)

## સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ)ની ફઝીલતો

(૧) એક વખત સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) પઢવાનો સવાબ બે તૃતીયાંશ કુર્આન શરીફ પઢવા બરાબર (સવાબ મળે) છે.

(હદીષ)

(૨) ત્રણ વખત સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ...) પઢવાનો સવાબ બે વખત કુર્આન શરીફ પઢવા બરાબર (સવાબ મળે) છે.

('તફસીરે મઝહરી' : ભાગ-૨, પેજ-૧૫)

(૩) હસન બસરી (રહ.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે કે જેણે સૂરએ ફાતિહા પઢી તેણે જાણે "તવરાત," "ઈન્જીલ," "ઝબૂર" અને "કુર્આન શરીફ" પઢયાં.

('ફઝાઈલે કુર્આન'-'ફઝાઈલે આ'માલ')

[૮૮]

## દુનિયા અને આખિરતની બેહતરી માટે મકબૂલ, બલ્કે લા ઈલાજ (અસાધ્ય) બીમારી માટે પણ અનુભવસિદ્ધ (મુજર્રબ) દુઆ

رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّفِي الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا
عَذَابَ النَّارِ ﴿٢٠١﴾ (البقرة٢:٢٠١)

અર્થ : હે અમારા પરવરદિગાર ! અમને દુનિયામાં પણ બેહતરી અતા ફરમાવો અને આખિરતમાં પણ બેહતરી અતા ફરમાવો અને દોઝખના અઝાબથી બચાવો. (સૂરએ બકરહ, આયત : ૨૦૧)

ફઝીલત : આ દુઆ ઘણી જ જામિઅ (સર્વગ્રાહી) છે. આ જ કારણ છે કે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને જયારે કોઈ દુઆ કરવા માટે કહેતું તો ઉપર જણાવેલ દુઆ પઢી દેતા અને જયારે કોઈ આ દુઆથી વધુ દુઆનો આગ્રહ કરતો તો ફરમાવતા : "હવે આનાથી વધુ શું દુઆ કરું ?" ('કુર્તુબી')

### અનુભવ

## મરઘીના બચ્ચાની જેમ પાતળા-નિર્બળ કરી દેનારી બીમારીથી શિફા મળી

હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક બીમારની બીમારપુર્સી માટે તશરીફ લઈ ગયા. તે સહાબી (રદિ.) બીમારીને

કારણે અશક્ત થઈને મરઘીનાં બચ્ચાની જેમ થઈ ગયા હતા. (ઘણા જ અશક્ત અને નિર્બળ થઈ ગયા હતા). રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને પૂછયું : "આપ કેવી રીતે દુઆ કરો છો ?" તેમણે જવાબ આપ્યો કે : "હું આ રીતે દુઆ કરું છું કે : હે અલ્લાહ ! જે કંઈ તું મને આખિરતમાં સઝા આપવાનો હોય, તે દુનિયામાં જ મને આપી દે." "આ સાંભળીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "ભાઈ ! તમે તેને બરદાશ્ત નથી કરી શકતા.(જેથી એવી દુઆ માંગો નહીં) ભલા ! તમે આ પ્રમાણે દુઆ કેમ ન માંગી?

رَبَّنَآ اٰتِنَا فِى الدُّنْيَا حَسَنَةً وَّفِى الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ﴿٢٠١﴾ (البقرہ۲:۲۰۱)

(સૂરએ બકરહ, આયત : ૨૦૧)

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે : તે પછી તેમણે ઉપર જણાવેલ દુઆ માંગવાની શરૂ કરી દીધી, જેની બરકતથી અલ્લાહ તઆલાએ તેમને સંપૂર્ણ શિફા અતા ફરમાવી દીધી.

[૮૯]

## દીન અને દુનિયાની સર્વ ભલાઈઓનો સૌથી વધારે અનુભવસિદ્ધ (મુજર્રબ) નુસખો :'આબે ઝમઝમ'

"اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ عِلْمًا نَّافِعًا وَّرِزْقًا وَّاسِعًا وَّشِفَاءً مِّنْ كُلِّ دَاءٍ ط"

અર્થ : હે અલ્લાહ ! હું તારાથી નફાકારક ઈલ્મ, વિશાળ રિઝ્ક અને દરેક બીમારીથી તંદુરસ્તી માંગું છું.

ફઝીલત : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી નકલ ફરમાવે છે કે, માણસ ઝમઝમનું પાણી પીતા સમયે જે મકસદનો ઈરાદો કરે, અલ્લાહ તેને અતા ફરમાવે છે. જો (ઝમઝમ) પીતી વખતે તંદુરસ્તીની નિય્યત કરી તો અલ્લાહ તેને શિફા અતા ફરમાવશે. ભૂખ દૂર કરવાના ઈરાદાથી ઝમઝમનું પાણી પીવે તો અલ્લાહ તેનું પેટ ભરી દે છે. તરસ દૂર કરવાનો ઈરાદો હોય તો અલ્લાહ તેની તરસ દૂર કરી દે છે. આ જિબ્રઈલે અમીન (અલૈ.)ની એડીનો નકશ (છાપ–ચિત્ર) છે, અને હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામના માટે ખુદાઈ પીણું છે.

('દારે કુત્ની અન્ ઈબ્ને અબ્બાસ (રદિ.)', 'ઈબ્ને માજહ શરીફ')

[૯૦]

## દર્દને દૂર કરવાની દુઆ

اَعُوْذُ بِعِزَّةِ اللّٰهِ وَقُدْرَتِهٖ مِنْ شَرِّ مَا اَجِدُ

અર્થ : હું અલ્લાહની ઈઝ્ઝત અને કુદરતના વસીલાથી પનાહ માંગું છું દરેક તે બુરાઈ અને તકલીફથી, જેને હું મહસૂસ કરું છું.

## અનુભવ

## સફળ અનુભવ પછી સંબંધિત વ્યકિતઓને પણ તાકીદ અને તલકીન

હઝરત ઉસ્માન ઈબ્નુલ્ આસ (રદિ.) ફરમાવે છે કે, એક વખત અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી બીમારપુર્સી માટે તશરીફ લાવ્યા. મને તે સમયે સખત પ્રકારનું દર્દ હતું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : “પોતાના જમણા હાથને દર્દવાળી જગ્યા પર ફેરવતા ફેરવતા સાત વખત આ (ઉપર જણાવેલ) દુઆ પઢી લો.” મેં એ પ્રમાણે જ કર્યું, તો અલ્લાહ તઆલાએ મારું દર્દ બિલકુલ ખતમ જ કરી દીધું. મને આ ઈલાજનો નુસખો એટલો પસંદ આવ્યો કે હું પોતાની તમામ સંબંધિત વ્યકિતઓને હંમેશા તેની તાકીદ અને તલકીન કરતો હતો.

(‘અમલુલ્ યવમિ વલ્લયલતિ લિ ઈબ્નુસ્સુન્ની’ : ૧૩૮,
હદીષ નં : ૫૪૫, ‘નુઝુલુલ્ અબરાર’ : ૩૭૩)

[૯૧]

## દરેક પ્રકારના મરીઝ (બીમાર)ને પઢીને દમ કરવાની દુઆ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ. اُعِيْذُكَ بِاللّٰهِ الْاَحَدِ الصَّمَدِ الَّذِىْ لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ مِنْ شَرِّ مَا تَجِدُ

અર્થ : તે અલ્લાહના નામથી જે બેહદ મહેરબાન અને અત્યંત રહમ કરનારો છે; હું તમારી હિફાઝત તલબ કરું છું, તે અલ્લાહથી જે યક્તા (અનન્ય, અદ્વિતીય) છે; જે બેનિયાઝ છે. (અર્થાત્ તે કોઈનો મુહતાજ નથી, બધાં તેના મુહતાજ છે.) જેણે (સ્ત્રીની જેમ પોતાની કૂખથી) કોઈને જન્મ આપ્યો નથી. જે (બાળકની જેમ કોઈ સ્ત્રીની કૂખથી) જન્મ્યો નથી. જેના સમાન (બીજો) કોઈ જ નથી. (આવી મહાન ઝાતથી હું તમારી (મુકિત ચાહું છું) તે ચીજની બુરાઈથી જે તમે મહેસૂસ કરો છો.

('અદુઆ' : ૩/૧૩૨૪, 'અલ્ ફુતૂહાત' : ૪/૭૨, 'અબૂ યઅ્લા')

## અનુભવ

## પળવારમાં બીમારી જતી રહી

હઝરત ઉસ્માને ગની (રદિ.)થી રિવાયત છે કે, હું એક વખત બીમાર થયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારપુર્સી માટે તશરીફ લાવ્યા. ઉપર જણાવેલ તઅવ્વુઝ (બુરાઈથી પનાહ માટેના કલિમાત) પઢીને પછી દુઆ ફરમાવી અને જતાં જતાં ફરમાવ્યું : "હે ઉસ્માન (રદિ.) ! આ દુઆ પઢીને દમ કર્યા કરો, એની કોઈ મિષ્લ (જોડ) નથી."

'અત્તબરાની'ની કિતાબુદુઆઅ્માં આ વધારો છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મને ઉપર જણાવેલ કલિમાત પઢીને દમ કર્યો તો અલ્લાહપાકે તંદુરસ્તી આપી દીધી.

('અદુઆઅ્' : ૨/૧૩૨૪, 'અદુઆઉલ્ મસ્નૂન' : ૩૧૧)

[૯૨]

## રકતપિત્ત, પાગલપન, આંધળાપણું અને લકવાથી હિફાઝતની દુઆ

### (ચાર બીમારીઓથી હિફાઝતની દુઆ)

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ
وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

આજકાલ અસંખ્ય બીમારીઓ ફેલાયેલી છે. અનેક અસાધ્ય–જીવલેણ બીમારીઓનો ઉપદ્રવ વધતો જ જાય છે. હૉસ્પિટલો અને દવાખાનાઓની સરખામણીમાં બીમારીઓનું પ્રમાણ વધતુંજ જાય છે. જે બીમારીઓનું કદી નામ સુદ્ધાં સાંભળ્યું ન હતું, તે આજે વ્યાપકરૂપે જોવા મળે છે. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચાર ભયંકર બીમારીઓથી હિફાઝતનો બહુ આસાન ઉપાય બયાન ફરમાવ્યો છે. વાંચો અને એના પર અમલ કરો !

ફઝીલત : હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : (હે કબીસહ !) જ્યારે તમે ફજરની નમાઝ પઢી ચૂકો તો ફજરની નમાઝ પછી આ (ઉપરના) કલિમાત ત્રણ વખત પઢયા કરો. (જો તમે આ કલિમાત પઢતા રહેશો તો) અલ્લાહ તઆલા તમને ચાર બીમારીઓથી મહફૂઝ રાખશે : રકતપિત્ત, પાગલપન, આંધળપણું અને લકવા. ('અમલુલ યવ્મ વલ્લયલહ')

[૯૩]

## શયતાનની શરારત–દુષ્ટતા તથા લકવાથી સુરક્ષિત રહેશે

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ فِىْ
سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ قف يُغْشِى الَّيْلَ
النَّهَارَ يَطْلُبُهٗ حَثِيْثًا لا وَّالشَّمْسَ وَالْقَمَرَ وَالنُّجُوْمَ
مُسَخَّرٰتٍۭ بِاَمْرِهٖ ط اَلَا لَهُ الْخَلْقُ وَالْاَمْرُ ط تَبٰرَكَ
اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ﴿۵۴﴾ (الاعراف ۷:۵۴)

ફઝીલત : જે માણસ ઉપર દર્શાવેલ આયત સૂતી વખતે પઢશે તો લકવા અને શયતાનની દુષ્ટતા–શરારતથી સુરક્ષિત રહેશે.

('ઝખીરએ આખિરત' ઉર્દૂ, પેજ-૨૩૩)

[૯૪]

## અવયવોની હિફાઝત માટે

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ○
بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○
فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا ط فِطْرَتَ اللّٰهِ الَّتِىْ فَطَرَ

النَّاسَ عَلَيْهَا ۖ لَا تَبْدِيلَ لِخَلْقِ اللَّهِ ۚ ذَٰلِكَ الدِّينُ الْقَيِّمُ وَلَٰكِنَّ أَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُونَ ﴿٣٠﴾ (الروم ٣٠:٣٠)

અર્થ : માટે (હે નબી સલ. !) આપ એકાગ્ર થઈને પોતાનું મુખ આ દીનની તરફ રાખી કાયમ થઈ જાવ, એ ફિતરત પર જેના પર અલ્લાહે ઈન્સાનોને પેદા કર્યા છે. અલ્લાહની સર્જિત વસ્તુને બદલવી જોઈએ નહિ. આ જ સાચો દીન છે; પરંતુ ઘણા લોકો સમજતા નથી. (સૂરએ 'રૂમ' : ૩૦)

ફઝીલત : જે માણસ એવું ચાહતો હોય કે એના તમામ અવયવો જીવનભર દુરુસ્ત અને તંદુરસ્ત રહે તો તેણે આ આયત દરરોજ ત્રણ વાર પઢીને પોતાના બદન પર દમ કરવો જોઈએ. ('આખિરતનો તોહફો')

નોંધ : આગળ–પાછળ દુરૂદ શરીફ અવશ્ય પઢવું.

[૯૫]

## બીમારની ઈયાદત વખતે સાત (૭) વખત પઢવાની દુઆ

أَسْأَلُ اللّٰهَ الْعَظِيْمَ رَبَّ الْعَرْشِ الْعَظِيْمِ أَنْ يَّشْفِيَكَ ط

અર્થ : તે અલ્લાહ જે પોતે અઝીમ છે અને અઝીમ અર્શનો માલિક છે, હું એનાથી સવાલ કરું છું કે, તે તમને શિફા–તંદુરસ્તી અતા ફરમાવે.

ફઝીલત : હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, જે માણસના મોતનો વખત જ ન આવ્યો હોય, એને અલ્લાહ તઆલા આ દુઆની બરકતથી શિફા અતા ફરમાવી દે છે. ('અબૂ દાવૂદ', કિતાબુલ્ જનાઈઝ, 'તિર્મિઝી' કિતાબુત્તિબ્બ)

[૯૬]

## બીમારી, તકલીફ, ગરીબી અને નાદારીથી નજાત પામવા માટે

تَوَكَّلْتُ عَلَى الْحَيِّ الَّذِىْ لَا يَمُوْتُ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِى الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهٗ وَلِىٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا ط

ફઝીલત : હઝરત અબૂ હુરયરહ (રદિ.)નું બયાન છે કે, એક દિવસ હું રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સથવારે બહાર નીકળ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક એવા માણસ પાસેથી પસાર થયા, જે બહુ પરેશાન, ઉદાસ અને નાદાર હતા. ફરમાવ્યું : હે સજ્જન ! તમારી બીમારી અને તંગદસ્તીમાં કેટલીક અશક્ય (કહી ન શકાય તેવી) પરિસ્થિતિ હું જોઈ રહ્યો છું ? શું તમને એવા કલિમાત ન શિખવાડી દઉં, જે તમારી આ બીમારી, તકલીફ અને તંગદસ્તીની હાલતને દૂર કરી દે ! આ (ઉપરના) કલિમાત પઢયા કરો.

[૯૭]

## તીવ્ર બીમારીથી છુટકારો

સૂરએ મુઅ્મિનૂનની નીચે દર્શાવેલી અંતિમ આયતો ખાસ ફઝીલત ધરાવે છે :

اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّ اَنَّكُمْ اِلَيْنَا لَا
تُرْجَعُوْنَ ﴿١١٥﴾ فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ ۚ لَآ اِلٰهَ اِلَّا
هُوَ ۚ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ﴿١١٦﴾ وَمَنْ يَّدْعُ مَعَ اللّٰهِ اِلٰهًا
اٰخَرَ ۙ لَا بُرْهَانَ لَهٗ بِهٖ ۙ فَاِنَّمَا حِسَابُهٗ عِنْدَ رَبِّهٖ ۗ
اِنَّهٗ لَا يُفْلِحُ الْكٰفِرُوْنَ ﴿١١٧﴾ وَقُلْ رَّبِّ اغْفِرْ وَارْحَمْ
وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿١١٨﴾ (المؤمنون ٢٣:١١٥-١١٨)

ફઝીલત : બગવી અને ષઅ્લબીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરી છે કે તેઓ એક બીમાર માણસ પાસેથી પસાર થયા, જે સખત બીમારીઓમાં સપડાયેલો હતો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ તેના કાનમાં સૂરએ મુઅ્મિનૂનની ઉપરોકત આયતો પઢી દીધી, તો એ તે જ વખતે તંદુરસ્ત થઈ ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ને પૂછયું કે, આપે એના કાનમાં શું કહ્યું ? હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ અરજ કરી કે આ (ઉપરોકત) આયતો પઢી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કસમ છે તે પવિત્ર ઝાતની કે જેના અંકુશમાં

મારો પ્રાણ છે, જો યકીન ધરાવનારો કોઈ માણસ આ આયતોને પહાડ ઉપર પણ પઢશે તો તે પોતાના સ્થળેથી હટી અને હચમચી જશે.

('અબૂ યઅ્લા' 'કુર્તુબી' 'મઝહરી' 'મઆરિફુલ કુર્આન' : ૬/૩૨૮, 'તુહફ-એ-હુફ્ફાઝ' : ૩૪૭)

[૯૮]

## વિવિધ બીમારીઓના નિવારણ માટે

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

ذِىْ قُوَّةٍ عِنْدَ ذِى الْعَرْشِ مَكِيْنٍ ۙ﴿۲۰﴾ مُّطَاعٍ ثَمَّ
اَمِيْنٍ ؕ﴿۲۱﴾ وَمَا صَاحِبُكُمْ بِمَجْنُوْنٍ ۚ﴿۲۲﴾ وَلَقَدْ رَاٰهُ بِالْاُفُقِ
الْمُبِيْنِ ۚ﴿۲۳﴾ وَمَا هُوَ عَلَى الْغَيْبِ بِضَنِيْنٍ ۚ﴿۲۴﴾ وَمَا هُوَ بِقَوْلِ
شَيْطٰنٍ رَّجِيْمٍ ۙ﴿۲۵﴾ فَاَيْنَ تَذْهَبُوْنَ ؕ﴿۲۶﴾ اِنْ هُوَ اِلَّا ذِكْرٌ
لِّلْعٰلَمِيْنَ ۙ﴿۲۷﴾ لِمَنْ شَآءَ مِنْكُمْ اَنْ يَّسْتَقِيْمَ ؕ﴿۲۸﴾ وَمَا تَشَآءُوْنَ
اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ۧ﴿۲۹﴾ (التكوير ٨١:٢٠-٢٩)

ફઝીલત : જો કોઈ માણસ પર શંકા હોય કે એનું દિમાગી સંતુલન બગડી રહ્યું છે અથવા પોતાની હાલત–દશા લથડી રહી છે અથવા શંકા હોય કે કોઈએ એના પર કંઈક (જાદૂ) કરી દીધું છે, તો ઉપર દર્શાવેલ આયતને એકતાલીસ (૪૧) વાર પઢી પાણી પર દમ કરી પિવડાવે.

('ઝખીરએ આખિરત' ઉર્દૂ, પેજ-૨૪૫)

[૯૯]

## દરેક બીમારીથી શિફા અને દુશ્મનો સામે સફળતા માટે

بِسْمِ اللّٰهِ رَبِّیْ حَسْبِیَ اللّٰهُ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ
اِعْتَصَمْتُ عَلَى اللّٰهِ وَفَوَّضْتُ اَمْرِیْ اِلَى اللّٰهِ
مَاشَآءَ اللّٰهُ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

ફઝીલત : આ કલિમાત (દુઆને) વધારેમાં વધારે પઢતા રહ્યા કરો, આમાં દરેક બીમારીથી શિફા છે, દરેક તકલીફથી નજાત છે અને દરેક દુશ્મન સામે કામિયાબી છે. સર્વ પ્રથમ આ દુઆને અલ્લાહનો અર્શ (સિંહાસન) ઉઠાવતા ફરિશ્તાઓ (જેઓ અલ્લાહની અત્યંત નજીક હોય છે)એ પઢી હતી અને કિયામત (પ્રલય) સુધી તેઓ આ દુઆને પઢતા રહેશે.

(ઈસ્મે આ'ઝમ, 'નુઝ્હતુલ્ બસાતીન' તર્જમ-એ-રવ્ઝતુર્રયાહીન : ૧/૪૨૪) મુતર્જિમ : અલ્લામહ ઝફર અહમદ સા. ઉસ્માની, થાનવી રહ.- સંદર્ભ : બરકાતે દુઆ : ૪૧૯)

[૧૦૦]

## તાવ દૂર કરવા માટે દમ કરવાની રીત

بِسْمِ اللّٰهِ اَرْقِیْكَ وَاللّٰهُ یَشْفِیْكَ مِنْ كُلِّ دَاءٍ یُّؤْذِیْكَ
وَمِنْ كُلِّ نَفْسٍ حَاسِدَةٍ وَطَرْفَةِ عَیْنٍ وَاللّٰهُ یَشْفِیْكَ ط

અર્થ : અલ્લાહના નામની મદદથી હું તને દમ કરું છું. અલ્લાહ જ તને દરેક તકલીફ આપનારી બીમારીથી તંદુરસ્તી અતા ફરમાવે અને દરેક હસદ (ઈર્ષા) કરનારાથી અને દરેક બૂરી નઝરથી દૂર રાખે અને અલ્લાહ તને વધારે તંદુરસ્તી અતા ફરમાવે.

## અનુભવ

## પળવારમાં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તાવ દૂર થઈ ગયો

હઝરત ઉમર ફારૂક (રદિ.) ફરમાવે છે :

એક વખત હું અને હઝરત અબૂ બક્ર (રદિ.) અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા. તે સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તીવ્ર તાવ હતો અને પથારી પર સૂતેલા હતા. અમે સલામ કરી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જવાબ ન આપી શકયા. જયારે અમે આપની આ હાલત જોઈ તો ઘરથી બહાર ચાલી આવ્યા. હજુ નીકળ્યા જ હતા કે આપનો કાસિદ અમને બોલાવવા આવી ગયો. જયારે અમે ખિદમતમાં હાજર થયા તો આપ (સલ.) એવી રીતે બેઠેલા હતા કે જાણે કોઈ તકલીફ જ ન હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "આપ બન્નેના બહાર ચાલ્યા જવા પછી મારી પાસે બે ફરિશ્તાઓ આવ્યા. એક મારા માથા પાસે બેઠો અને બીજો ફરિશ્તો પગ તરફ બેઠો. પગ તરફના ફરિશ્તાએ માથા પાસે બેસેલા ફરિશ્તાને પૂછયું કે, "એમને શું તકલીફ છે ?" તો બીજા (ફરિશ્તા)એ જવાબ આપ્યો કે, "તેમને ઘણો તીવ્ર તાવ છે." પગ તરફના ફરિશ્તાએ કહ્યું કે, "તો તેમને આ કલિમાત પઢીને દમ કરી દેવામાં આવે, ફાયદો થઈ જશે." (આ કહીને ઉપરોકત કલિમાત બતાવ્યા). તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, "આ ફરિશ્તાઓએ પઢીને દમ કર્યો જ હતો કે બધી તકલીફ દૂર થઈ ગઈ. આ જ ખૂશખબરીને સંભળાવવા માટે આપ બન્ને હઝરાતને બોલાવ્યા."

('અમલુલ્ યવ્મિ વલ્લયૂલતિ લિબ્નિસ્સુન્ની' : ૧૪૫, હદીષ નં. : ૫૬૯)

[૧૦૧]

## પેશાબની રુકાવટ અને પથરી દૂર કરવાની દુઆ

رَبُّنَا اللّٰهُ الَّذِیْ فِی السَّمَآءِ تَقَدَّسَ اِسْمُکَ. اَمْرُکَ فِی السَّمَآءِ وَالْاَرْضِ. کَمَا رَحْمَتُکَ فِی السَّمَآءِ، فَاجْعَلْ رَحْمَتَکَ فِی الْاَرْضِ، وَاغْفِرْلَنَا حُوْبَنَا وَ خَطَایَانَا. اَنْتَ رَبُّ الطَّیِّبِیْنَ. فَاَنْزِلْ شِفَآءً مِّنْ شِفَآئِکَ. وَرَحْمَةً مِّنْ رَحْمَتِکَ عَلٰی هٰذَا الْوَجْعِ ط

અનુવાદ : અમારો રબ તે (અલ્લાહ) છે, જે આસમાનમાં છે. (હે અમારા રબ !) આપનું નામ મુકદ્દસ (પવિત્ર) છે. આપનો હુકમ અને ઈખ્તિયાર આકાશ અને જમીનમાં (એક સરખો જ પ્રચલિત) છે. જે રીતે આપે આસમાનવાળાઓ પર રહમ ફરમાવી છે એ જ રીતે જમીનવાળાઓ પર પણ પોતાની રહમત નાઝિલ ફરમાવો. અમારા ગુનાહ અને અમારી ખતાઓને માફ ફરમાવો. આપ જ પાકીઝા (પવિત્ર) હસ્તીઓના રબ છો. પોતાના શિફાના ખઝાનામાંથી શિફા અને પોતાના રહમતના ખઝાનામાંથી રહમત આ બીમારી પર નાઝિલ ફરમાવો.

('અમલુલ્ યવ્મિ વલ્લય્લહ', હદીષ નં. : ૫૬૭, 'અબૂ દાવૂદ શરીફ' : ૫૪૩, હદીષ નં. : ૩૮૯૨, 'નુઝુલુલ્ અબરા' : ૨૬૭)

રીત : પોતે આ દુઆને પઢતો રહે અને પોતે ન પઢી શકે તો કોઈ બીજો માણસ આ દુઆ પઢીને તેના પર દમ કરી દે અથવા કાગળ પર આ દુઆને લખીને તેનું પાણી પિવડાવી દે.

('અદ્દુઆઉલ્ મસ્નૂન' : ૩૦૫)

## અનુભવ

### દુઆ પઢતાં જ પેશાબ શરૂ થઈ ગયો

હઝરત અબુદરદાઅ્ (રદિ.) પાસે એક માણસ આવ્યો અને કહ્યું : "મારા વાલિદનો પેશાબ રોકાઈ ગયો છે અને પેશાબમાં પથરી આવી ગઈ છે." એના માટે હઝરત અબુદરદાઅ્ (રદિ.)એ તેમને એક દુઆ શિખવાડી, જેને તેમણે રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હાસિલ કરી હતી. જેથી તે માણસે આ દુઆને પઢી તો પેશાબ શરૂ થઈ ગયો.

ઈમામ નસાઈ (રહ.)એ આ બનાવ આ પ્રમાણે બયાન કર્યો છે કે, હઝરત અબુદ્દરદાઅ્ (રદિ.)ની ખિદમતમાં ઈરાકના બે માણસો કોઈ માણસના વિશે પેશાબની રુકાવટની ફરિયાદ લઈને આવ્યા. હઝરત અબુદ્દરદાઅ્ (રદિ.)એ ઈલાજરૂપે ફરમાવ્યું કે : "મેં રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે, જે કોઈને અથવા તેના ભાઈને આ (પેશાબની રુકાવટની) ફરિયાદ હોય તો તેને જોઈએ કે આ (ઉપર જણાવેલ દુઆ) પઢે." જેથી તેમણે આ દુઆ પઢી તો તેમનું કામ થઈ ગયું.

('અમલુલ્ યવ્મિ વલ્લયૂલતિ લિબ્નિસ્સુન્ની' : ૫૬૭)

### પેશાબની હાજત દૂર થઈ ગઈ

'નવાદિરુલ્ ઉસૂલ'ના લેખક હકીમ તિર્મિઝીના વાલિદે મુહતરમનો આ બનાવ છે કે, એક વખત હજની મોસમમાં અંધારી રાત્રે ખાન–એ–કઅબહના તવાફ માટે નીકળ્યો. પેશાબની એવી તીવ્ર હાજત પેદા થઈ કે બધો ખુશૂઅ પ્રભાવિત થઈ ગયો.

યથાશકિત રોકવાનો પ્રયત્ન કર્યો, પણ તકલીફ વધવા લાગી અને બીજી તરફ આ ભય હતો કે મસ્જિદની બહાર હાજત પૂરી કરવા ગયો તો મારા પગ લોકોની ગંદકીઓથી નાપાક થઈ જશે. આવી વિકટ પરિસ્થિતિમાં મને ઝમઝમના પાણીવાળી હદીષ શરીફ યાદ આવી ગઈ. તત્કાળ ઝમઝમના કૂવા પર પહોંચ્યો અને બરાબર પેટ ભરીને તે જ નિય્યતથી ઝમઝમનું પાણી પીધું. તેની બરકતથી સવાર સુધી પેશાબની તકલીફ દૂર થઈ ગઈ.

('ફઝલુ માઈ ઝમઝમ' : ૨૭૨, 'મિસ્કુદુઆ' : ૧૫૭)

[૧૦૨]

## આંખની બીમારી તથા ગભરાહટનાં સમયે પઢવાની ખાસ દુઆ

سُبْحَانَ الْمَلِكِ الْقُدُّوْسِ رَبِّ الْمَلٰئِكَةِ وَالرُّوْحِ ، جَلَّتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ بِالْعِزَّةِ وَالْجَبَرُوْتِ ط

અર્થ : હું પાકી બયાન કરું છું તે (અલ્લાહ)ની કે જે હકીકી બાદશાહ છે, સઘળી બુરાઈઓથી પાક છે. ફરિશ્તાઓ અને રૂહ (જિબ્રઈલ)નો પરવરદિગાર છે. અલ્લાહની ઈઝઝત અને કુદરતથી આસમાન અને જમીનને ઈઝઝત મળી.

ફઝીલત : હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કોઈ પણ સહાબીને આંખમાં બીમારી થતી તો આ દુઆ પઢતા હતા.

('ઈબ્નુસ્સુન્ની' : ૫૬૫, પેજ : ૧૧૪)

[૧૦૩]

## પગના દર્દ માટે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ اَعُوْذُ بِاللّٰهِ وَقُدْرَتِهٖ مِنْ شَرِّ مَا فِيْهَاط

ફઝીલત : જો કોઈ વ્યકિતને પગમાં દર્દ હોય તો ઉપર દર્શાવેલી દુઆ સાત (૭) વાર પઢીને દમ કરે. ('હયાતુસ્સહાબા' : ભાગ-૨)

[૧૦૪]

## દાંતના દુઃખાવા માટે મહત્ત્વની દુઆ

اَللّٰهُمَّ أَذْهِبْ عَنْهُ مَا يَجِدُ وَفُحْشَهُ بِدَعْوَةِ
نَبِيِّكَ الْمَكِيْنِ الْمُبَارَكِ عِنْدَكَ ط

અર્થ : હે અલ્લાહ ! એની તકલીફ અને તીવ્ર દુઃખાવો તારા બરકતવંત અને મર્તબહવાળા નબીની દુઆના સદકહથી દૂર ફરમાવ. ('મદારિજુન્નુબુવ્વહ' : ૧/૪૨૨ બયહકીના હવાલાથી)

## અનુભવ

### ઈબ્ને રવાહાની દાંતની તકલીફ દૂર થઈ ગઈ

'બયહકી' હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.)થી નકલ કરે છે કે, "તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી દાંતોના દુઃખાવાની ફરિયાદ કરી તો હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમએ પોતાનો મુબારક હાથ તેમના તે ગાલ પર જેમાં દુ:ખાવો હતો મૂકીને ૭ (સાત) વખત આ (ઉપરોકત) દુઆ પઢી.

મુબારક હાથ ઉઠાવવા પહેલાં જ અલ્લાહ તઆલાએ તેમનો દુ:ખાવો દૂર ફરમાવી દીધો.''

[૧૦૫]

## ફોડાં–ફુનસીનો ઈલાજ

اَللّٰهُمَّ مُصَغِّرَ الْكَبِيْرِ وَمُكَبِّرَ الصَّغِيْرِ صَغِّرْ مَا بِيْ ط

અર્થ : હે અલ્લાહ ! મોટાને નાના કરી દેનારા અને નાનાને મોટા કરનારા ! મારા શરીરની ફોડાં–ફુનસીને ખતમ ફરમાવી દે.

('અલ્ અઝકારુ લિન્નવવી' : ૧૦૭)

## અનુભવ

### ઉમ્મુલ મુ'મિનીન હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)ની ફુનસી (ફોલ્લી) ફૂટી ગઈ

ઉમ્મુલ મુ'મિનીન હઝરત ઝય્નબ બિન્તે જહશ(રદિ.) ફરમાવે છે કે, એક વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા ઘરે તશરીફ લાવ્યા. મારી આંગળી પર ફોલ્લી નીકળેલી હતી. તેને જોઈને ફરમાવ્યું કે, "તમારી પાસે ઝરીરહ (હિન્દુસ્તાનની ખુશબૂવાળી લાકડી) છે ? " જવાબ આપ્યો : "હા." જેથી તે લાકડીને ફોલ્લી પર મૂકી અને (મને) હુકમ આપ્યો કે : "હવે આ દુઆ પઢો. મેં જયારે એવું કર્યું તો અચાનક તે ફોલ્લી ફૂટીને સારી થઈ ગઈ."

[૧૦૬]

## દાઝેલા ભાગની શિફા માટે દુઆ

اَذْهِبِ الْبَاسَ رَبَّ النَّاسِ اِشْفِ
اَنْتَ الشَّافِىْ لَاشَافِىْ اِلَّا اَنْتَ ط

અર્થ : હે લોકોના પરવરદિગાર ! આપ તકલીફને દૂર ફરમાવી દો અને શિફા તેમજ તંદુરસ્તી અતા ફરમાવી દો, એટલા માટે કે આપના સિવાય કોઈ તંદુરસ્તી આપનાર નથી. ('નુઝુલુલ્ અબરાર' : ૭૩)

### અનુભવ

## દાઝેલો હાથ સારો થઈ ગયો

હઝરત મુહમ્મદ બિન હાતિમ (રદિ.) ફરમાવે છે કે, એક વખત (ભૂલથી) મેં ગરમ તપેલી પકડી લીધી, જેનાથી મારો હાથ દાઝી ગયો. મારાં અમ્માજી તત્કાળ મને એક મોટા માણસની ખિદમતમાં લઈ ગયાં, જે પોતાની મજલિસમાં બેઠા હતા. (કદાચ નાની વય અને પહેલી મુલાકાતના કારણે તેઓ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઓળખી ન શકયા.)મારાં અમ્માજીએ તેમને કહ્યું : "હે અલ્લાહના રસૂલ! " આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ) ફરમાવ્યું:"લબ્બૈક વ સઅ્દયૂક! હા, હું સાંભળું છું, બતાવો! શું વાત છે ? " તો મારાં અમ્માજીએ તત્કાળ મને નબી અલયહિસ્સલામની બિલકુલ સામે કરી દીધો. આપે મારા દાઝેલા હાથને જોઈને કંઈક પઢીને દમ કર્યો. મને તો ખબર ન પડી કે આપે

શું પઢયું ? અલબત્ત, થોડા સમય પછી મેં મારાં અમ્માજીને પૂછયું કે, તેઓ (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શું પઢી રહ્યા હતા ? તો અમ્માજીએ બતાવ્યું કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ (ઉપરવાળી) દુઆ પઢી હતી.

[૧૦૭]

## ઝેર દૂર કરવા માટે દમ કરવાની બે રીતો

(૧)

بِسْمِ اللّٰهِ شَجَّةٌ قَرَنَةٌ مِلْحَةٌ بَحْرٌ قَفْطًاط

ફાયદો : આ કલિમાતનો અર્થ મજહૂલ (અજ્ઞાત) છે. જાણે આ એક મંત્ર છે. જે રીતે નકલ થયેલ છે એ જ પ્રમાણે પઢીને દમ કરી દેવામાં આવે. ('નુઝૂલુલ્ અબરાર' : ૨૬૯)

ફઝીલત : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ એક વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતે અકદસમાં ઝેરીલા જનાવર (વીંછી, સાપ વગેરે)ના ડંખના ઝાળ (દમ કરવાનો) અને મંત્રનો ઉલ્લેખ ફરમાવ્યો. (હેતુ આ હતો કે આ મંત્ર પઢવું દુરુસ્ત છે કે નથી ?) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, "મંત્રના તે કલિમાત મને સંભળાવો." જેથી મેં આ (ઉપરોક્ત) કલિમાત પેશ કર્યા. આપે મંત્ર સાંભળ્યા પછી ફરમાવ્યું "આ તો અહદ (વચન) અને કરાર (કબૂલાત) છે, જે હઝરત સુલયમાન બિન દાવૂદ અલયહિસ્સલામએ ડંખ મારનારા જનાવરોથી લીધો હતો, જેથી આ કલિમાત પઢવામાં કોઈ વાંધો નથી."

## અનુભવ

## ઝેરની અસર દુઆની બરકતથી દૂર થઈ ગઈ

રિવાયત કરનાર ફરમાવે છે કે, એક વખત હઝરત અલ્કમહ (રહ.)ની સાથે સફરમાં એક માણસ હતો. તેને કોઈ ઝેરીલા જનાવરે ડંખ માર્યો, તો આપે આ કલિમાત પઢીને તેને દમ ફરમાવ્યો. તે એવો સહીહ અને તંદુરસ્ત થઈ ગયો જેમ કે દોરડીથી બાંધેલું જાનવર આઝાદ થઈ જાય છે.

(૨)

## ઝેરીલા જાનવરનો એક બીજો ઝાળ (દમ)

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂથી નકલ થયેલ છે કે નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વીંછીએ નમાઝની હાલતમાં ડંખ માર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પાણી અને મીઠું મંગાવ્યું અને ડંખની જગ્યા પર હાથ ફેરવતા ફેરવતા :

(કુલ્ યા અય્યુહલ્ કાફિરૂન) قُلْ يَاأَيُّهَا الْكٰفِرُوْنَ ۝١

અને (કુલ અઊઝુ બિ રબ્બિલ્ ફલક) قُلْ أَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ۝١

અને (કુલ અઊઝુ બિ રબ્બિન્નાસ) قُلْ أَعُوْذُ بِرَبِّ النَّاسِ ۝١

પઢવા લાગ્યા. ('અદ્દુઆઉલ્ મસ્નૂન' : ૩૦૩)

અબૂ સાલિહ નામના બુઝુર્ગ ફરમાવે છે કે, એક વખત એક માણસને ખતરનાક પ્રકારના વીંછીએ ડંખ માર્યો. તેની ખબર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને થઈ, તો આપે ફરમાવ્યું : "જો તે સાંજે આ કલિમાત પઢી લેત :

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ ط

તો વીંછીનું ઝેર તેને કોઈ નુકસાન ન પહોંચાડત.''

## અનુભવ

### ઝેર અસર વગરનું થઈ ગયું

અસ્લમ કબીલાના ઉપરોકત રિવાયત કરનાર ફરમાવે છે કે, ''આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ઈર્શાદે ગિરામીને સાંભળ્યા પછી મારા ખાનદાનની એક સ્ત્રીએ તેના પર અમલ કરવાનું શરૂ કર્યું. એક દિવસે જયારે કે તેણે આ દુઆ પઢી હતી. કોઈ સાપે તેને ડંખ માર્યો. પણ સાપના ઝેરથી તેને કોઈ નુકસાન ન પહોંચ્યું.'' ('સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦/૨૨૯)

[૧૦૮]

### ઊંઘ માટે બેહતરીન દુઆ

اَللّٰهُمَّ غَارَتِ النُّجُوْمُ، وَهَدَأَتِ الْعُيُوْنُ وَأَنْتَ حَيٌّ قَيُّوْمٌ لَّا تَأْخُذُكَ سِنَةٌ وَّلَا نَوْمٌ، يَا حَيُّ يَا قَيُّوْمُ! أَهْدِئْ لَيْلِيْ وَأَنِمْ عَيْنِيْ ط

અર્થ : હે અલ્લાહ ! તારાઓ ડૂબી ગયા અને ઝરણાં થંભી ગયાં (શાંત પડી ગયાં) અને તું દરેક જગ્યાએ હાજર છે, દરેકને સાંભળવાવાળો છે. તને ન તો ઝોંકુ આવે છે અને ન તો ઊંઘ આવે

છે. હે જીવંત અને દરેકને સાંભળવાવાળા ! મારી રાત પુરસુકૂન બનાવી દે અને મને સુવડાવી દે.

ફઝીલત : હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.)એ ફરમાવ્યું કે, મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને શિકાયત કરી કે, મને ઊંઘ નથી આવતી, તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે, તમે આ દુઆ પઢતા રહો. મેં આ દુઆ પઢી તો અલ્લાહ તઆલાએ મારી એ તકલીફને દૂર કરી દીધી.

('ઈબ્નુસ્સુન્ની' : ૭૪૯, પેજ : ૨૨૨)

[૧૦૯]

## ઊંઘમાં ગભરાહટ (ઝબકી જવું)નો મહત્ત્વનો ઈલાજ

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّةِ مِنْ غَضَبِهٖ وَعِقَابِهٖ
وَشَرِّ عِبَادِهٖ وَمِنْ هَمَزَاتِ الشَّيَاطِيْنِ
وَاَعُوْذُ بِكَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ ط

અર્થ : હું અલ્લાહ તઆલાના સર્વગ્રાહી કલિમાતના વાસ્તાથી તેની નારાજગીથી અને તેના અઝાબથી અને તેના બંદાઓની બુરાઈથી અને એ જ પ્રમાણે શયતાનોના વસવસાઓથી અને આ વાતથી કે આ બધાં ભેગા થઈને મારા પર મુસલ્લત થાય તેનાથી પનાહ માંગું છું.

('અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૮૭, હદીષ નં. : ૭૪૮, પેજ : ૧૮૮, હદીષ નં : ૭૫૦, 'અબૂ દાવૂદ શરીફ ફિલ્ આદાબ' : ૪૮૫૬)

## અનુભવ

### સહાબીનો ગભરાટ દૂર થઈ ગયો

હઝરત અમ્ર બિન શુઐબ પોતાના વાલિદ અને દાદાથી રિવાયત નકલ કરે છે કે, એક માણસ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે તશરીફ લાવ્યા અને પોતાની આ ફરિયાદ બયાન કરી કે હું ઊંઘમાંથી ચોંકીને ઊઠી જાઉં છું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "જયારે તમે પોતાની પથારી પર સૂવા માટે જાઓ તો આ (ઉપરોક્ત) દુઆ પઢી લો."

તે સહાબી (રદિ.) ફરમાવે છે કે, મેં એના પર અમલ કર્યો તો આ ફરિયાદ–શિકાયત દૂર થઈ ગઈ.

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.) આ દુઆનો એટલો પ્રબંધ ફરમાવતા હતા કે પોતાની અવ્લાદમાં જે પઢી શકતા હતા તેમને તો આ દુઆ યાદ કરાવી દીધી અને જેમને પઢવાની શક્તિ ન હતી તો તેમના માટે આ દુઆને લખીને તેમના ગળામાં લટકાવી દીધી.

[૧૧૦]

### ઑટોમેટિક (સ્વયંસંચાલિત) એલાર્મ

قُلْ اِنَّمَآ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰٓى اِلَيَّ اَنَّمَآ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَمَنْ كَانَ يَرْجُوْا لِقَآءَ رَبِّهٖ فَلْيَعْمَلْ عَمَلًا صَالِحًا وَّلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖٓ اَحَدًا ﴿١١٠﴾ (الكهف ١٨:١١٠)

(સૂરએ 'ક-હ-ફ', પારહ : ૧૬, આયત નં. : ૧૧૦)

અર્થ : આપ ફરમાવી દો કે હું પણ તમારા જેવો જ એક માણસ છું. (પણ) મારી પાસે આ વહી આવે છે કે તમારો ખરો મઅબૂદ એક જ મઅબૂદ છે. માટે જે કોઈ શખ્સ પોતાના પરવરદિગારની મુલાકાતની આરઝૂ (તમન્ના) રાખતો હોય તો તેણે સત્કાર્યો કરતાં રહેવું જોઈએ અને તે પોતાના પરવરદિગારની ઈબાદતમાં બીજા કોઈને શરીક કરે નહિ.

ફઝીલત : (૧) હઝરત ઝિર બિન હુબૈશ (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી નકલ ફરમાવે છે કે, "શું હું આપ લોકોને એવી સૂરત બતાઉં ? જેના અઝીમુશ્શાન (મહાન) સવાબે આસમાન અને જમીનના ખાલી ભાગને ભરી દીધો અને તેના લખનારાઓના માટે પણ પઢનારાઓની જેમ એટલો જ સવાબ છે અને જે માણસ તેને જુમ્અહના દિવસે પઢે, તો અલ્લાહ તઆલા બીજી જુમ્અહ સુધીના બધાં ગુનાહ માફ ફરમાવી દે છે અને જે માણસ આ સૂરતની અંતિમ પાંચ આયતોને સૂવાથી પહેલાં પઢે છે તો તેની બરકતથી રાતના જે સમયે ઉઠવા ચાહે, અલ્લાહ તઆલા તે જ સમયે જાગૃત ફરમાવી દે છે અને તે સૂરત સૂરએ 'ક-હ-ફ' છે."

ફાયદો : પહેલી રિવાયતથી આ મા'લૂમ થયું કે, નક્કી કરેલ સમયે જાગૃત થવા માટે આ સૂરતની માત્ર અંતિમ આયત પઢી લેવામાં આવે. જયારે બીજી રિવાયતથી મા'લૂમ થયું કે, અંતિમ કુલ પાંચ આયતો અર્થાત્ :

إِنَّ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ (الكهف ١٨:١٠٧)

થી સૂરતનાં અંત સુધી

('કિતાબુ ફઝાઈલિલ્ કુર્આનિ લિ અબી ઉબૈદ, બાબુ ફી ફઝ્લિ સૂરતિલ કહ્ફ', 'અઝ્ઝિયાદતુ વલ્ ઈહસાનુ ફી ઉલૂમિલ્ કુર્આનિ લિલ્ ઈમામિ મુહમ્મદ ઈબ્નિ અહમદ બિન અકીલહ અલ્ મક્કી' : ૨/૧૬૮, 'ફયઝુલ્ કદીર' : ૩/૧૦૪)

# અનુભવ

## (૧) હદીષના રાવીનો સ્વાનુભવ

હદીષના રાવી "અ-બદહ" ફરમાવે છે કે, અમે તેનો ઘણી વખત અનુભવ કર્યો અને એ જ પ્રમાણે થયું.

## (૨) મશહૂર તથા જાણીતા કારીનો સ્વાનુભવ

ઈબ્ને કષીર મક્કી (રહ.) ફરમાવે છે કે, બંદાએ (મેં) અસંખ્ય વખત જિહાદ વગેરેમાં તેનો અનુભવ કર્યો કે તેને પઢીને જ્યારે હું સૂતો તો જે સમયે ઊઠવાની ઈચ્છા થતી તે જ સમયે મારી આંખ ખુલી જતી. અલબત્ત, હું اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ (الكهف ۱۸:۱۰۷) થી સૂરતના અંત સુધી પઢું છું.

(હાશિયહ 'અઝ્ઝિયાદતુ વલ્ ઈહસાન' : ૨/૧૬૯)

[૧૧૧]

## શયતાની ફરેબ, ધોકા અને શર (બુરાઇ)થી હિફાઝત માટે દુઆ

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ○

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

وَقُلْ رَّبِّ اَعُوْذُ بِكَ مِنْ هَمَزٰتِ الشَّيٰطِيْنِ ﴿۹۷﴾

وَاَعُوْذُ بِكَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ ﴿۹۸﴾ (المؤمنون ۲۳:۹۷-۹۸)

અર્થ : હું પનાહ લઉં છું અલ્લાહની મરદૂદ શયતાનથી. શરૂ અલ્લાહના નામથી જે બેહદ મહેરબાન નિહાયત રહમ કરવાવાળો છે અને તમે કહો " હે મારા પરવરદિગાર ! હું તારી પનાહ ચાહું છું શયતાનોની છેડછાડથી અને હે પરવરદિગાર ! તારી પનાહ ચાહું છું આ વાતથી કે શયતાન મારી પાસે આવે."

ફઝીલત : આ દુઆ પોતાના અર્થના એ'તિબારથી શયતાનના શર અને મક્ર–ફરેબથી બચવાના માટે એક જામિઅ (સર્વગ્રાહી) દુઆ છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુસલમાનોને આ દુઆ પઢવાની તલ્કીન ફરમાવી છે.

તદુપરાંત, એના સિવાય શયાતીન અને જિન્નાતના બીજા અષરાત અને હુમલાથી બચવા માટે પણ આ દુઆ મુજર્રબ-અનુભવસિદ્ધ છે.

('મઆરિફુલ કુર્આન' : ૬/૩૩૦, 'કુર્તુબી' : ૧૨/૧૪૮)

[૧૧૨]

## જાદૂથી હિફાઝત માટે મુફીદ કલિમાત

أَعُوْذُ بِوَجْهِ اللّٰهِ الْعَظِيْمِ الَّذِىْ لَيْسَ شَىْءٌ أَعْظَمَ مِنْهُ، وَبِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ الَّتِىْ لَايُجَاوِزُهُنَّ بَرٌّ وَّلَا فَاجِرٌ، وَبِأَسْمَاءِ اللّٰهِ الْحُسْنٰى كُلِّهَا مَا عَلِمْتُ مِنْهَا وَمَا لَمْ أَعْلَمْ مِنْ شَرِّ مَا خَلَقَ وَبَرَأَ وَذَرَأَ ط

અર્થ : હું અલ્લાહ તઆલાની તે મહાન (અને ઉચ્ચ) જાતની પનાહ લઉં છું કે જેનાથી કોઈ ચીજ મોટી કે મહાન નથી અને (હું પનાહ

માંગુ છું) અલ્લાહ ના સંપુર્ણ તાસીર ધરાવનાર કલિમાતની, કે જેની આગળ કોઈ નેક અને કોઈ બુરો (દુષ્ટ) માણસ વધી શકતો નથી અને (હું પનાહ લઉં છું) અલ્લાહ ના તમામ સુંદર નામોની, જેને હું જાણું છું અને જેને હું જાણતો નથી. એવી તમામ ચીજોની બુરાઈથી, જેને તેણે પેદા કરી છે અને નમૂના વિના–વ્યવસ્થિત બનાવી છે અને ફેલાવી છે.

ફઝીલત : હઝરત કઅબે અહબાર (રદિ.)થી રિવાયત છે કે, જો અમુક કલિમાતનો હું વિર્દ–વઝીફો (પઢવાનો મામૂલ) ન રાખત તો યહૂદ મને (જાદૂના બળે) ગધેડો બનાવી દેત, એટલા માટે જાદૂથી હિફાઝતના માટે આ દુઆ પઢતા રહેવું જોઈએ.

(અલ મુવત્તા' હવાલા નં. ૧૯૧૦, ૪/૪૯૦)

[૧૧૩]

## જાદૂ વગેરેની અસર ખતમ કરવા માટેની આયત

قُلْنَا لَا تَخَفْ اِنَّكَ اَنْتَ الْاَعْلٰى ﴿٦٨﴾ وَ اَلْقِ مَا فِيْ

يَمِيْنِكَ تَلْقَفْ مَا صَنَعُوْا ؕ اِنَّمَا صَنَعُوْا كَيْدُ سٰحِرٍ ؕ

وَلَا يُفْلِحُ السَّاحِرُ حَيْثُ اَتٰى ﴿٦٩﴾ (طٰہٰ ٢٠:٦٨-٦٩)

જો કોઈને શંકા હોય કે એના પર જાદૂ કરવામાં આવ્યું છે અથવા એવી નિશાનીઓ સ્પષ્ટ થઈ રહી હોય, તો જાદૂની અસર ખતમ કરવા માટે અગિયાર દિવસ સુધી નીચે દર્શાવેલ આયત સો (૧૦૦) વખત પઢીને પોતાના ઉપર દમ કરી દે. આ દુઆ દરમિયાન કોઈ બીજો અમલ ન પઢે.

(પા.૧૬, સૂ.'તા-હા' આ. ૬૮-૬૯, 'ઝખીર-એ-આખિરત')

[૧૧૪]

## જિન્નાત અને ઈન્સાનથી હિફાઝતનો ખાસ અમલ

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّةِ مِنْ غَضَبِهٖ وَعِقَابِهٖ
وَشَرِّ عِبَادِهٖ وَمِنْ هَمَزَاتِ الشَّيَاطِيْنِ
وَاَعُوْذُ بِکَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ ط

અર્થ : અલ્લાહ તઆલાનાં સઘળાં કલિમાતના વાસ્તાથી હું તેના ક્રોધકોપથી અને તેના અઝાબથી અને તેના બંદાઓની બુરાઈથી અને શયતાનોના વસવસાઓથી અને મારી પાસે તેમના (શયતાનોના) હાજર થવાથી પનાહ માંગું છું.

ફઝીલત : ઉપર દર્શાવેલ કલિમાત સવાર-સાંજ એક-એક વાર પઢી લેવામાં આવે તો જિન્નાત અને ઈન્સાનથી હિફાઝત થાય છે.

[૧૧૫]

## જિન વગેરેથી હિફાઝતની બે મહત્ત્વની દુઆઓ

(૧)

بِسْمِ اللّٰهِ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ. اِخْسَأْ عَدُوَّ اللّٰهِ ط

અર્થ : અલ્લાહ તઆલાના નામની મદદ માંગું છું, મુહમ્મદ જે અલ્લાહના રસૂલ છે. હે અલ્લાહ તઆલાના દુશ્મન ! તું દૂર થા.

('અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૬૨, હદીષ નં. : ૬૩૩)

## અનુભવ

### હે અલ્લાહના દુશ્મન ! તું દૂર થા !

હઝરત યઅ્લા બિન મુર્રહ (રદિ.) આ ફરમાવે છે, એક સ્ત્રી અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં પોતાના પુત્રને લઈને હાજર થઈ અને કહેવા લાગી કે, "મારા આ પુત્ર પર જિન સવાર થઈ ગયો છે. (ભૂતપ્રેતની અસર છે)," તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેના ચહેરા પર થૂ થૂ કર્યું અને પછી આ જુમ્લહ (ઉપરવાળો) ઈર્શાદ ફરમાવ્યો.

રિવાયત કરનાર કહે છે કે, તે પછી તે છોકરાને કદી કોઈ વસ્તુએ તકલીફ પહોંચાડી નથી.

(૨)

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ الَّتِیْ لَا یُجَاوِزُهُنَّ بَرٌّ وَّلَا فَاجِرٌ مِنْ شَرِّ مَا یَنْزِلُ مِنَ السَّمَآءِ وَمِنْ شَرِّ مَا یَعْرُجُ فِیْهَا وَمِنْ شَرِّ مَا ذَرَأَ فِی الْاَرْضِ وَمِنْ شَرِّ مَا یَخْرُجُ مِنْهَا، وَمِنْ شَرِّ فِتَنِ اللَّیْلِ وَالنَّهَارِ وَمِنْ شَرِّ طَوَارِقِ اللَّیْلِ وَالنَّهَارِ، اِلَّا طَارِقًا یَطْرُقُ بِخَیْرٍ یَا رَحْمٰنُ ط

અર્થ : હું પનાહ લઉં છું અલ્લાહની, જે બહુ રહમવાળો છે અને અલ્લાહના તે બધા કલિમાતથી કે જેનાથી કોઈ નેક અને

ફાસિક-ફાજિર માણસ પણ બહાર નથી. તે દરેક વસ્તુની બુરાઈથી જે આસમાનથી ઊતરે છે અને તે દરેક વસ્તુની બુરાઈથી, જે આસમાનમાં ચઢે છે અને તે દરેક વસ્તુની બુરાઈથી, જેને અલ્લાહ તઆલાએ જમીનમાં ફેલાવી છે અને તે દરેક વસ્તુની બુરાઈથી, જે જમીનમાંથી નીકળે છે અને રાત-દિવસના ફિત્નાઓ (મુસીબતો)ની બુરાઈથી અને (રાત-દિવસમાં આવનાર) મુસીબતોની બુરાઈથી પનાહ લઉં છું, સિવાય તે મુસીબતોથી કે જે ખૈર અને બરકત લઈને આવે. હે રહમ કરનાર ઝાત !

ફઝીલત : એક ખબીસ જિન્નાત આગનો અંગારો લઈને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ પડયો, તો એને દફે-દૂર કરવા માટે હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ઉપરોકત દુઆ શિખવાડી.

વળી, આયતુલ કુર્સીની ફઝીલતમાં આ પણ આવ્યું છે કે, જે ઘરમાં આયતુલ કુર્સી પઢવામાં આવે, તો શયતાન ત્યાંથી ચાલ્યો જાય છે.

('બયહકી', 'ઈબ્ને સઅદ')

[૧૧૬]

## જ્યારે તેના વડે માંગવામાં આવે છે તો અલ્લાહ તઆલા આપી દે છે

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ بِاَنِّیْ اَشْهَدُ اَنَّکَ اَنْتَ اللّٰهُ

لَآ اِلٰهَ اِلَّا اَنْتَ اَحَدَ الصَّمَدَ الَّذِیْ لَمْ یَلِدْ وَلَمْ یُوْلَدْ ط

ફઝીલત : હઝરત રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તે ઝાતની કસમ, જેના કબજામાં મારી જાન છે, તેણે અલ્લાહ તઆલાના એક મહાન ઈસ્મે આ'ઝમ વડે દુઆ કરી છે, (જેની ખાસિયત એ છે કે) જ્યારે તેના વડે માંગવામાં આવે છે તો અલ્લાહ તઆલા આપી દે છે અને તેના વડે જ્યારે દુઆ માંગવામાં આવે છે ત્યારે અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી લે છે.

('અબૂ દાવૂદ', 'તિર્મિઝી', 'નસાઈ' અને 'હાકિમ')

[૧૧૭]

## આ દુઆ માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ કસમપૂર્વક ફરમાવ્યું

اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ بِاَنَّ لَكَ الْحَمْدُ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ يَاحَنَّانُ، يَامَنَّانُ، يَابَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ يَاذَاالْجَلَالِ وَالْاِكْرَامِ، يَاحَيُّ يَاقَيُّوْمُ ط

ફઝીલત : રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તે ઝાતની કસમ, જેના કબજામાં મારી જાન છે, તે અલ્લાહના ઈસ્મે આ'ઝમના માધ્યમથી દુઆ કરે છે કે જ્યારે તેના વડે દુઆ માંગવામાં આવે છે તો તે કબૂલ ફરમાવે છે અને જ્યારે તેના દ્વારા કોઈ દરખાસ્ત કરવામાં આવે છે તો તે પૂરી કરે છે.

('અબૂ દાવૂદ', 'તિર્મિઝી', 'ઈબ્ને માજહ', 'અહમદ', 'અન્વારુદ્ દુઆ', 'માસિક અલ હાદી' પૃ. ૧૫, સફર ૧૩૫૭/હઝ. થાનવી (રહ.), 'દુર્રે ફરાઈદ' પૃ. ૪૯૧)

[૧૧૮]

## આ દુઆ માંગવાથી અલ્લાહ કોઈને નામુરાદ નથી રાખતો

لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ، لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ. لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِاللّٰهِ ط

ફઝીલત : હઝરત મુઆવિયહ બિન અબૂ સુફયાન (રદિ.)થી રિવાયત છે, ફરમાવે છે કે મેં રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એમ કહેતાં સાંભળ્યા કે જે શખ્સ આ શબ્દો વડે દુઆ માંગે તો અલ્લાહ તઆલાથી જે કોઈ વસ્તુ માંગશે તે તેને જરૂર આપશે. તે શબ્દો ઉપર મુજબ છે.

('તબરાની ફી કબીર અવસત' 'અન્વારુદુઆ' 'અલ હાદી માસિક' પૃ. ૧૬, ૧૩૫૭)

[૧૧૯]

## અલ્લાહની મદદ હાસિલ કરવાની ટૂંકી દુઆ

يَاأَرْحَمَ الرَّاحِمِيْنَ. يَاأَرْحَمَ الرَّاحِمِيْنَ. يَاأَرْحَمَ الرَّاحِمِيْنَ ط

ફઝીલત : હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે, "અલ્લાહ તઆલા તરફથી એક ફરિશ્તો નક્કી છે કે જે માણસ ત્રણ વખત 'યા અર્-હમર્રાહિમીન' કહે છે તો ફરિશ્તો તેના જવાબમાં આ કહે છે : 'અર્-હમર્રાહિમીને' તારી તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. બસ, માંગ અને દરખાસ્ત કર" ('મુસ્તદરક હાકિમ')

[૧૨૦]

## ઈમાનવાળાઓની આ જ દુઆ હોવી જોઈએ

اَللّٰهُمَّ اجْعَلْنِیْ مِنَ الَّذِیْنَ اِذَا اَحْسَنُوْ اِسْتَبْشَرُوْ وَاِذَا اَسَاءُوْ اِسْتَغْفَرُوْ ط

અર્થ : હે અલ્લાહ ! મને એ બંદાઓમાંથી બનાવી લે, જેઓ નેકી કરે તો ખુશ થાય અને જ્યારે ખરાબ કામ કરે તો મગફિરત તલબ કરે.

ફઝીલત : ઉપર દર્શાવેલ દુઆ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ છે.ઈમાનવાળાઓની આ જ હાલત હોવી જોઈએ.

('ઈબ્ને માજહ', શુઅ્બુલ ઈમાન)

[૧૨૧]

## હદીષે પાકની એક અજીબ-અનોખી દુઆ

اَللّٰهُمَّ اَرِنَا الْحَقَّ حَقًّا وَّارْزُقْنَا اتِّبَاعَهٗ وَاَرِنَا الْبَاطِلَ بَاطِلًا وَّارْزُقْنَا اجْتِنَابَهٗ ط

અર્થ : હે અલ્લાહ ! અમને હકને હક (સાચું) બતાવ અને એના પર અમલની તૌફીક નસીબ ફરમાવ અને બાતિલને બાતિલ (જૂઠું) બતાવ અને એનાથી બચવાની તૌફીક નસીબ ફરમાવ.

મહાન ફઝીલત : હઝરત મૌલાના શાહ હકીમ મુહમ્મદ અખ્તર સાહેબ (રહ.) મજલિસમાં વધુ પડતા આ દુઆ શીખવે છે અને આ દુઆ વિષે ફરમાવે છે કે આ દુઆને વધુ પ્રમાણમાં પઢતા

રહો તથા મા'મૂલ બનાવી લો.

હઝરત ફરમાવે છે કે, હદીસ શરીફમાં આવ્યું છે કે (કોઈ સજીવને ત્યાં સુધી મૌત આવતી નથી જ્યાં સુધી દુનિયામાં પોતાની રોઝી પૂરી ન કરી લે). હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ દુઆમાં હક પર ચાલવા અને ગુનાહોથી બચવાની તૌફીકને રિઝ્ક–રોઝીથી વર્ણવતાં ફરમાવ્યું છે કે હે મારી ઉમ્મતના લોકો ! તમે અલ્લાહથી નેક અમલ અને હક પર ચાલવાની તૌફીકને રિઝ્ક-રોઝીની શકલમાં માંગો, તો જ્યાં સુધી તમે પોતાની રોઝી (રૂહાની રોઝી) પૂરી ન કરી લેશો એટલે પૂરેપૂરા ફરમાંબરદાર ન બનશો, પૂરેપૂરા ગુનાહોથી ન બચશો અને મુત્તકી ન બની જશો અલ્લાહના દોસ્ત-વલી ન બની જશો ત્યાં સુધી તમને મૌત ન આવશે. એટલે જ્યાં સુધી તમે અલ્લાહના પ્યારા નથી બની જતા અને મગફિરતના હકદાર નથી થઈ જતા ત્યાં સુધી તમને મૌત ન આવશે. બસ, જો દીન અને દુનિયાની ભલાઈ ઈચ્છતા હોવ તો આ દુઆને પોતાનો મા'મૂલ બનાવી લો.

('ઝખીર-એ-આખિરત' 'આખિરતનો તોહફો')

[૧૨૨]

## એક ઘણી જ મુબારક દુઆ

اَللّٰهُمَّ اِنِّیۡ اَسْأَلُکَ الْعَافِيَةَ فِی الدُّنْيَا وَالْاٰخِرَةِ، اَللّٰهُمَّ
اِنِّیۡ اَسْأَلُکَ الْعَفْوَ وَالْعَافِيَةَ فِیۡ دِيْنِیۡ وَدُنْيَایَ وَاَهْلِیۡ

وَمَالِیْ، اَللّٰھُمَّ اسْتُرْ عَوْرَاتِیْ وَاٰمِنْ رَّوْعَاتِیْ، اَللّٰھُمَّ احْفَظْنِیْ مِنْ بَیْنِ یَدَیَّ وَمِنْ خَلْفِیْ وَعَنْ یَّمِیْنِیْ وَعَنْ شِمَالِیْ وَمِنْ فَوْقِیْ وَاَعُوْذُ بِعَظْمَتِکَ اَنْ اُغْتَالَ مِنْ تَحْتِیْ ط

અર્થ : "હે અલ્લાહ ! હું તારાથી દુનિયા અને આખિરતમાં આફિયત માંગું છું. હે અલ્લાહ ! હું તારાથી માફી અને આફિયત (દુનિયા અને આખિરતની મુસીબતોથી નજાત)નો સવાલ કરું છું પોતાના દીનમાં પણ, પોતાની દુનિયામાં પણ, પોતાના ઘરવાળાઓ માટે પણ અને પોતાના માલના માટે પણ. હે અલ્લાહ ! મારી ઐબની પર્દાપોશી ફરમાવ અને મારા ખૌફ અને પરેશાનીને અમનો–અમાનમાં બદલી દે. હે અલ્લાહ ! મારી સામેથી પણ હિફાઝત કર, મારી પાછળથી પણ, જમણી તરફથી પણ અને ડાબી તરફથી પણ અને ઉપરથી પણ (કે કોઈ આફત આસમાનથી ન આવે) અને હું તારી અઝમતની પનાહ માંગું છું એ વાતથી કે પોતાના પગ નીચે (જમીનના કોઈ અઝાબથી) હલાક કરી દેવામાં આવું (એટલે કે ઝલઝલા-ધરતીકંપથી)."

('અબૂ દાવૂદ' : ૨/૩૩૬, અલ અદબ, મા યકૂલુ ઈઝા અસ્બ-હ)

ફઝીલત : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સવાર–સાંજ આ શબ્દોથી દુઆ માંગ્યા કરતા હતા અને એ મુબારક દુઆનો મા'મૂલ છેવટ સુધી રહ્યો, અહિંયા સુધી કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુનિયાથી રુખ્સત થઈ ગયા.

આ દુઆ ઘણી જ મુબારક છે અને (આ દુઆને) સવાર–સાંજ જરૂર માંગવી (પઢવી) જોઈએ.

[૧૨૩]

## હુસ્ને ઈબાદત, લિસાને સાદિક અને કલ્બે સલીમના માટે દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ النَّبَاتَ فِی الْاَمْرِ وَاَسْئَلُکَ
عَزِیْمَةَ الرُّشْدِ وَاَسْئَلُکَ شُکْرَ نِعْمَتِکَ وَحُسْنَ
عِبَادَتِکَ وَاَسْئَلُکَ لِسَانًا صَادِقًا وَّقَلْبًا سَلِیْمًا
وَّاَعُوْذُبِکَ مِنْ شَرِّ مَا تَعْلَمُ وَاَسْئَلُکَ مِنْ خَیْرِ
مَا تَعْلَمُ وَاَسْتَغْفِرُکَ مَاتَعْلَمُ، اِنَّکَ اَنْتَ
عَلَّامُ الْغُیُوْبِ ط

**અર્થ :** "હે અલ્લાહ ! હું માંગું છું ઈસ્લામ પર સાબિતકદમી અને માંગું છું નેક કામનો ઈરાદો અને માંગું છું તારી નેઅમતોની શુક્રગુઝારી અને સારી ઈબાદત અને માંગું છું સાચી ઝુબાન અને સલામત રહેવાવાળું દિલ અને તારી પનાહ ચાહું છું તે બુરાઈઓથી, જેને તું જાણે છે અને સવાલ કરું છું તારાથી તે ભલાઈઓનો જેને તું જાણે છે અને બખ્શિશ (માફી) ચાહું છું તે ગુનાહોથી જેને તું જાણે છે. બેશક, તું જ ગૈબની (વાતોને) જાણવાવાળો છે."

('તિર્મિઝી' : ૨/૧૭૮, અદઅ્વાત)

[૧૨૪]

## દુન્યવી આરઝૂઓ પર અલ્લાહની મુહબ્બત ગાલિબ રહેવા માટે બેહતરીન દુઆ

اَللّٰهُمَّ اجْعَلْ حُبَّكَ اَحَبَّ الْاَشْيَاءِ اِلَيَّ وَاجْعَلْ خَشْيَتَكَ اَخْوَفَ الْاَشْيَاءِ عِنْدِيْ وَاقْطَعْ عَنِّيْ حَاجَاتِ الدُّنْيَا بِالشَّوْقِ اِلٰى لِقَائِكَ وَاِذَا اَقْرَرْتَ اَعْيُنَ اَهْلِ الدُّنْيَا مِنْ دُنْيَاهُمْ فَاَقْرِرْ عَيْنِيْ مِنْ عِبَادَتِكَ ط

અર્થ : “હે અલ્લાહ ! મને તારી મુહબ્બત બધાથી વધારે પ્યારી કરી દે અને તારો ખૌફ દરેક ચીજના ખૌફથી વધારે વધારી દે અને તારી મુલાકાતની તડપ અતા ફરમાવીને દુનિયાની દરેક હાજતો મારા દિલમાંથી કાઢી નાખ અને જ્યારે દુનિયાવાળાઓને દુનિયા આપીને તેમની આંખોને ઠંડી કરે તો મારી આંખો તારી ઈબાદતથી ઠંડી કરી આપજે. (‘કન્ઝુલ ઉમ્માલ’ અવ્વલ : ૨/૯૪, ‘અલ અઝકાર’ અલ ફસ્લુસ્સાદિસ)

[૧૨૫]

## અલ્લાહની મુહબ્બત માટે બે દુઆઓ

(૧)

اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ حُبَّكَ وَحُبَّ مَنْ يُّحِبُّكَ وَالْعَمَلَ الَّذِيْ يُبَلِّغُنِيْ حُبَّكَ ط اَللّٰهُمَّ اجْعَلْ حُبَّكَ اَحَبَّ

اِلَيَّ مِنْ نَّفْسِيْ وَمَالِيْ وَاَهْلِيْ وَمِنَ الْمَاءِ الْبَارِدِ ط

અર્થ : "હે અલ્લાહ ! હું તારી મુહબ્બત અને તારા ચાહવાવાળાઓની મુહબ્બત માંગું છું અને એવા અમલની તવફીક ચાહું છું, જે મને તારી મુહબ્બત તરફ લઈ જાય. હે અલ્લાહ ! તું પોતાની મુહબ્બત મારાં જાન-માલ અને અહલો-ઈયાલ અને ઠંડા પાણીથી પણ વધારે મારા માટે પસંદીદહ બનાવી દે."

('તિર્મિઝી' : ૨/૧૮૭, અદઅવાત)

(૨)

اَللّٰهُمَّ ارْزُقْنِيْ حُبَّكَ وَحُبَّ مَنْ يَّنْفَعُنِيْ حُبُّهُ عِنْدَكَ، اَللّٰهُمَّ مَارَزَقْتَنِيْ مِمَّا اُحِبُّ فَاجْعَلْهُ قُوَّةً لِّيْ فِيْمَا تُحِبُّ، اَللّٰهُمَّ وَمَازَوَيْتَ عَنِّيْ مِمَّا اُحِبُّ فَاجْعَلْهُ فَرَاغًا لِّيْ فِيْمَا تُحِبُّ ط

અર્થ : "હે અલ્લાહ ! તું મને તારી મુહબ્બત અતા ફરમાવ અને એ લોકોની મુહબ્બત (અતા ફરમાવ), જેની મુહબ્બત તારા નજીક મને નફો પહોંચાડે. હે અલ્લાહ ! જે મારી પસંદીદહ ચીજ તેં મને આપી છે, એને તું એવા કામોની અદાયગીમાં કુવ્વતનો ઝરીઓ બનાવી દે, જે તને પસંદ હોય. હે અલ્લાહ ! જે મારી પસંદીદહ ચીજ તેં મારાથી રોકી દીધી છે, તું હવે એનો ખ્યાલ માત્ર પણ મારા દિલમાંથી કાઢી નાખીને મને એવા (નેક) કામોમાં લગાવી દે, જે તને પસંદ હોય."

('તિર્મિઝી' : ૨/૧૮૭, અદઅ્વાત)

ફઝીલત : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાની મુહબ્બત તલબ (પ્રાપ્ત) કરવા માટે આ દુઆને માંગ્યા કરતા હતા.

[૧૨૬]

## દિલમાં ઈમાન રચીપચી જવા (પુખ્ત થવા) માટેની દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُكَ اِیْمَانًا یُّبَاشِرُ قَلْبِیْ وَیَقِیْنًا صَادِقًا حَتّٰی اَعْلَمَ اِنَّهٗ لَا یُصِیْبُنِیْ اِلَّا مَا كَتَبْتَ لِیْ وَرَضِّنِیْ مِنَ الْمَعِیْشَةِ بِمَا قَسَمْتَ لِیْ ط

અર્થ : "હે અલ્લાહ ! હું તારાથી તે ઈમાન માંગું છું, જે મારા દિલમાં પેવસ્ત થઈ જાય અને તે સાચું યકીન કે (જેને) હું ખૂબ જાણી લઉં કે જે વાત તેં મારા તકદીરમાં લખી દીધી છે બસ, તે જ (વાત) મને પેશ આવી શકે છે અને રઝામંદી માંગું છું તે રોઝી પર, જે તેં મારા માટે તકસીમ કરી દીધી છે."

('કન્ઝુલ ઉમ્માલ' ૧:૨/૮૧, 'અલ અઝકાર' અલ ફસ્લુસ્સાદિસ, રકમ : ૩૬૫૪)

[૧૨૭]

## મોત નજીક જણાય ત્યારે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اغْفِرْ لِیْ وَارْحَمْنِیْ وَاَلْحِقْنِیْ بِالرَّفِیْقِ الْاَعْلٰی ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! મને માફ ફરમાવી દે અને મારા પર રહમ ફરમાવ અને મને ઉપરવાળા સાથીઓમાં પહોંચાડી આપ.

('હિસ્ને હસીન')

[૧૨૮]

## સકરાત વખતે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اَعِنِّىْ عَلٰى غَمَرَاتِ الْمَوْتِ
وَسَكَرَاتِ الْمَوْتِ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! મોતની કઠણાઈઓના (આ અવસરે) મારી મદદ ફરમાવ. ('તિર્મિઝી')

નોટ : મોતના સમયે મરનારનો ચહેરો કિબ્લા તરફ કરી દેવો અને જે મુસલમાન ત્યાં હાજર હોય તેણે મરનારને "લા ઈલા-હ ઈલ્લલ્લાહ"ની તલકીન કરવી, એટલે કે એની સામે બુલંદ અવાજે કલિમહ પઢવો, જેથી તે સાંભળીને કલિમહ પઢે.

ચેતવણી : મોત વખતે કલિમહ પઢવો ફર્ઝ યા વાજિબ નથી. જો કોઈએ પઢયો નહિ તો એના ઈમાનમાં કોઈ ફરક પડશે નહિ.

હદીષ શરીફમાં છે કે જેનું અંતિમ કલામ (વાકય) "લા ઈલા-હ ઈલ્લલ્લાહ" હશે તે જન્નતમાં દાખલ થશે. ('હિસ્ન')

એટલે કે ગુનાહોને કારણે સજા પામવાથી બચી જશે અને જન્નત પ્રવેશમાં રુકાવટ રહેશે નહિ.

સકરાત ટાણે હાજર લોકોમાંથી કોઈએ સૂરએ યાસીન પઢી લેવી (એનાથી આસાનીથી પ્રાણ નીકળી જાય છે). ('હિસ્ને હસીન')

[૧૨૯]

## ઘરમાં આવતી વખતે સલામ કરવાની અત્યંત મહાન ફઝીલત દુનિયામાં રોઝી અને વફાત પછી જન્નત મળશે

હઝરત અબૂ ઉમામહ (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, "ત્રણ માણસોની રોઝી અને જન્નતનો અલ્લાહ તઆલા ઝામિન છે, એટલે કે જ્યાં સુધી જીવતા રહેશે ત્યાં સુધી અલ્લાહ તેમને રોઝી આપશે અને મરવા પછી જન્નત અતા કરશે :

(૧) એક તે માણસ કે જે ઘરમાં આવી ઘરવાળાઓને સલામ કરે છે.

(૨) બીજો તે માણસ કે જે મસ્જિદ તરફ નમાઝ માટે જતો રહે છે.

(૩) ત્રીજો તે માણસ કે જે જિહાદ ફી સબીલિલ્લાહ (અલ્લાહના માર્ગે જિહાદ) માટે ઘરેથી નીકળે છે. ('અબૂ દાવૂદ શરીફ')

જરા વિચારો ! જન્નત તેને જ મળશે, જે આ દુનિયાથી ઈમાન સાથે ગયો હશે અથવા ગઈ હશે. ઉપરના આ'માલ કરવાથી જે–તે માણસનાં "હુસ્ને ખાતિમહ"ની બશારત છે. અલ્લાહ તઆલા અમલ કરવાની તૌફીક અતા ફરમાવે. દુનિયામાં રોઝી-રોટીનો મસ્અલો હલ થઈ જશે અને ઈન્શાઅલ્લાહ આ દુનિયાથી ઈમાન સાથે વફાત પામશે.

[૧૩૦]

## અલ્લાહને પસંદિત (ખુશ કરનાર) "અમલ"

અલ્લાહ તઆલાની નજીક સૌ આ'માલમાં તે અમલ બહુ પસંદિત છે, જે હંમેશા કરાતો હોય, ભલે થોડો હોય.

('બુખારી શરીફ' 'મુસ્લિમ શરીફ')

[૧૩૧]

## એકસીડન્ટ થી બચવા માટે ત્રણ આયતો જરૂર પઢે

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

وَ مَا قَدَرُوا اللّٰہَ حَقَّ قَدۡرِہٖ ٭ۖ وَ الۡاَرۡضُ جَمِیۡعًا قَبۡضَتُہٗ یَوۡمَ الۡقِیٰمَۃِ وَ السَّمٰوٰتُ مَطۡوِیّٰتٌۢ بِیَمِیۡنِہٖ ؕ سُبۡحٰنَہٗ وَ تَعٰلٰی عَمَّا یُشۡرِکُوۡنَ ﴿۶۷﴾ (الزمر ۳۹:۶۷)

(સૂરએ ઝૂમુર, આયત : ૬૭)

بِسۡمِ اللّٰہِ مَجۡؔرٖىہَا وَ مُرۡسٰىہَا ؕ اِنَّ رَبِّیۡ لَغَفُوۡرٌ رَّحِیۡمٌ ﴿۴۱﴾ (ھود ۱۱:۴۱)

(સૂરએ હૂદ, આયત : ૪૧)

ફઝીલત : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) રિવાયત કરે છે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : મારો ઉમ્મતી કોઈ સવારી પર સવાર થાય અને આ (ઉપરોક્ત) ત્રણ આયતો પઢી લે તો અલ્લાહ તઆલા તેને દરેક જાતની આફત (એકસીડન્ટ)થી મહફૂઝ રાખશે. (અલ્વજૂહુલ મુફસ્સરા)

[૧૩૨]

## ગીબતથી બચવાની દુઆ

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ○

وَصَلَّى اللّٰہُ عَلٰى مُحَمَّدٍ ط

ફઝીલત : હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે જ્યારે તમે કોઈ મજલિસમાં બેસો અને ઊઠવાનો વખત થાય તો આ (ઉપરોક્ત) દુઆ પઢો, એનો ફાયદો આ થશે કે ન તો લોકો તમારી ગીબત (પીઠ પાછળ બુરાઈ) કરશે અને ન અલ્લાહ તમને ગીબતમાં નાખશે. (અલ્કવ્લુલ બદીઅ)

[૧૩૩]

## હજનો તલબિયહ

لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ ط لَبَّيْكَ لَا شَرِيْكَ لَكَ لَبَّيْكَ ط
اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَكَ ط وَالْمُلْكَ لَا شَرِيْكَ لَكَ ط

અર્થ : હું હાજર છું હે અલ્લાહ તઆલા ! હું હાજર છું. હું હાજર છું, તારો કોઈ શરીક નથી, હું હાજર છું. બેશક, તારીફ અને નેઅમત તારા માટે જ છે અને સલ્તનત પણ તારા જ માટે છે. તારો કોઈ શરીક નથી. (મિશ્કાત)

ફઝીલત : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે જે પણ મુસલમાન તલબિયહ પઢે છે તો જ્યાં સુધી પૂર્વ અને પશ્ચિમ છે, એને ડાબે-જમણે દરેક પથ્થર, પ્રત્યેક વૃક્ષ અને માટીનાં ઢેફાં-આ બધાં તલબિયહ પઢે છે.

તલબિયહથી ફારિગ થઈને અલ્લાહ તઆલાથી એની રઝામંદી તથા જન્નતનો સવાલ કરે અને દોઝખથી છુટકારો પામવાની દુઆ માંગે. (મિશ્કાત)

[૧૩૪]

## જીભ પર કાબૂ મેળવવાનો અમલ

જીભાળ-બહુબોલા માણસે "અસ્તગ્ફિરુલ્લાહ" પઢતા રહેવું જોઈએ. એનાથી જીભની તેજી અને તિવ્રતા ઓછી થઈ જશે. (નસાઈ)

[૧૩૫]

## નવું ફળ પાસે આવે તો આ દુઆ પઢે

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْ ثَمَرِنَا وَبَارِكْ لَنَا فِيْ مَدِيْنَتِنَا
وَبَارِكْ لَنَا فِيْ صَاعِنَا وَبَارِكْ لَنَا فِيْ مُدِّنَا

અર્થ : હે અલ્લાહ તઆલા ! અમારાં ફળોમાં બરકત દે અને અમને અમારા શહેરમાં બરકત દે અને અમારા અનાજ માપવાના સાધનોમાં બરકત દે.

ત્યાર બાદ એ ફળ પોતાના સૌથી નાના બાળકને આપવું. (મુસ્લિમ) અથવા તે સમયે મજલિસમાં જે સૌથી નાનું બાળક હોય તેને એ નવું ફળ આપવું. (હિસ્ન)

[૧૩૬]

## ગુસ્સા, ગધેડા-કૂતરાના અવાજ અથવા ખરાબ વસવસા વખતે આ પઢે

જ્યારે ગુસ્સો આવે, અથવા ગધેડા કે કૂતરાનો અવાજ સાંભળે અથવા ખરાબ વસવસાઓ કે વિચારો આવે તો પઢે :

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ط

અર્થ : હું અલ્લાહ તઆલાની પનાહ ચાહું છું શયતાન મરદૂદથી (હડધૂત શયતાનથી.) (મિશ્કાત, હિસ્ન)

જ્યારે મરઘાનો અવાજ સાંભળે તો અલ્લાહ તઆલાથી ફઝલનો સવાલ કરે * (બુખારી, મુસ્લિમ)

[૧૩૭]

## વરસાદ શરૂ થાય ત્યારે પઢવાની દુઆ

اَللّٰهُمَّ صَيِّبًا نَّافِعًا ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! આ (વરસાદ)ને ઘણો જ વરસનાર અને નફાકારક બનાવ. (બુખારી)

[૧૩૮]

## વરસાદ હદથી વધુ થવા માંડે ત્યારે આ પઢે

اَللّٰهُمَّ حَوَالَيْنَا وَلَا عَلَيْنَا اَللّٰهُمَّ عَلَى الْاٰكَامِ وَالْاٰجَامِ وَالظِّرَابِ وَالْاَوْدِيَةِ وَمَنَابِتِ الشَّجَرِ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! આ વરસાદ અમારી આસપાસ (જંગલમાં) વરસાવ અને અમારી ઉપર ન વરસાવ. હે અલ્લાહ તઆલા ! ટેકરાઓ પર અને વનવગડાઓમાં તથા પર્વતોમાં અને નહેરોમાં-નાળીઓમાં તેમજ ઝાડ ઊગવાની જગ્યાઓમાં વરસાવ.

(બુખારી-મુસ્લિમ)

[૧૩૯]

## ગાજવીજ અને કડાકા-ભડાકાનો અવાજ સાંભળે ત્યારે પઢવાની દુઆ

اَللّٰهُمَّ لَا تَقْتُلْنَا بِغَضَبِكَ وَلَا تُهْلِكْنَا
بِعَذَابِكَ وَعَافِنَا قَبْلَ ذٰلِكَ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! અમને પોતાના ક્રોધ-કોપથી કતલ ન ફરમાવ અને પોતાના અઝાબથી અમને હલાક ન કર અને એથી પહેલાં જ અમને શાંતિ તથા સંતોષ અતા ફરમાવ. (તિર્મિઝી)

[૧૪૦]

## ઝિંદગી-ભર કોઈ પણ બીમારીથી બચવા માટેની દુઆ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ عَافَانِىْ مِمَّا ابْتَلَاهُ بِهٖ
وَفَضَّلَنِىْ عَلٰى كَثِيْرٍ مِّمَّنْ خَلَقَ تَفْضِيْلًا ط (ترمذی)

ફઝીલત : કોઈ પણ મુસીબતના માર્યા અથવા બીમારીમાં મુબ્તલા થયેલ માણસને જોઈને આ (ઉપરોક્ત) દુઆ પઢવી. અલ્લાહ તઆલા જરૂરથી તેને જિંદગીભર એ બીમારીથી બચાવશે. (તિર્મિઝી)

નોંધ : બહુ ધ્યાનપૂર્વક આ દુઆ પઢવી.

[૧૪૧]

## ફજરની નમાઝ માટે નીકળે તો આ દુઆ પઢે

اَللّٰهُمَّ اجْعَلْ فِيْ قَلْبِيْ نُوْرًا وَّفِيْ بَصَرِيْ نُوْرًا وَّفِيْ سَمْعِيْ
نُوْرًا وَّعَنْ يَّمِيْنِيْ نُوْرًا وَّعَنْ شِمَالِيْ نُوْرًا وَّاجْعَلْ لِّيْ نُوْرًا
وَّفِيْ عَصَبِيْ نُوْرًا وَّفِيْ لَحْمِيْ نُوْرًا وَّفِيْ دَمِيْ نُوْرًا وَّفِيْ شَعْرِيْ
نُوْرًا وَّفِيْ بَشَرِيْ نُوْرًا وَّفِيْ لِسَانِيْ نُوْرًا وَّاجْعَلْ فِيْ نَفْسِيْ
نُوْرًا وَّاَعْظِمْ لِيْ نُوْرًا وَّاجْعَلْنِيْ نُوْرًا وَّاجْعَلْ مِنْ خَلْفِيْ
نُوْرًا وَّمِنْ اَمَامِيْ نُوْرًا وَّاجْعَلْ مِنْ فَوْقِيْ نُوْرًا وَّمِنْ
تَحْتِيْ نُوْرًا اَللّٰهُمَّ اَعْطِنِيْ نُوْرًا ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! મારા દિલમાં નૂર કરી દે અને મારી આંખોમાં તથા મારા કાનોમાં નૂર કરી દે. મારા ડાબે અને મારી જમણે નૂર કરી દે. મારા માટે નૂર નિયુક્ત કરી દે. મારા વાંસામાં, મારા ગોશતમાં અને મારા ખૂનમાં નૂર કરી દે તથા મારા વાળમાં નૂર કરી દે અને ચામડામાં નૂર કરી દે અને મારી જીભમાં નૂર કરી દે અને મારા નફસમાં નૂર કરી દે અને મારા માટે મોટું નૂર નિયુક્ત કરી દે અને મને સાંગોપાંગ નૂર કરી દે અને મારી આગળ-પાછળ નૂર કરી દે અને મારી ઉપર અને મારી નીચે નૂર કરી દે. હે અલ્લાહ તઆલા ! મને નૂર અર્પણ કર. (હિસ્ને હસીન)

[૧૪૨]

## મસ્જિદમાં દાખલ થવાની દુઆ

મસ્જિદમાં દાખલ થતી વખતે પ્રથમ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદો-સલામ પઢીને આ દુઆ પઢવી :

رَبِّ اغْفِرْ لِيْ ذُنُوْبِيْ وَافْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ ط

અર્થ : હે મારા પરવરદિગાર ! મારા ગુનાહોને માફ કરી દે અને મારા માટે રહમતનાં દરવાજા ખોલી દે. (મિશ્કાત)

* અથવા આ દુઆ પઢવી *

اَللّٰهُمَّ افْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! મારા માટે પોતાની રહમતનાં દરવાજા ખોલી દે. (મિશ્કાત)

• • •



# પ્રકરણ-૨

## અલ્લાહ ની પનાહ

[૧]

### સફરની યાતનાઓ અને કષ્ટથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ وَّعْثَاءِ السَّفَرِ وَكَآبَةِ الْمَنْظَرِ وَسُوْءِ الْمُنْقَلَبِ فِی الْاَهْلِ وَالْمَالِ ط

અર્થ : હે અલ્લાહ ! સફરની મશક્કત (યાતના)થી અને કષ્ટદાયક મંઝર (દૃશ્ય)થી અને પરિવારજનો તથા માલ-દોલતમાં બુરી રીતે પરત આવવાથી હું તારી પનાહ ચાહું છું.

(અબૂ દાવૂદ, મુસ્લિમ, તિરમિઝી, જમ્ઉલ ફવાઈદ : ૨/૨૬૧, હયાતુસ્સહાબા : ૩/૩૯૫)

[૨]

### મરદૂદ શયતાનથી અલ્લાહની પનાહ

اَعُوْذُ بِاللّٰهِ الْعَظِيْمِ وَوَجْهِهِ الْكَرِيْمِ وَسُلْطَانِهِ الْقَدِيْمِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ط

અર્થ : હું મરદૂદ (હડધૂત) શયતાનથી અઝમતવંત અલ્લાહની અને તેની કરીમ ઝાતની અને તેની કદીમ સલ્તનતની પનાહ ચાહું છું.

('અબૂ દાવૂદ' 'હયાતુસ્સહાબા' : ૩/૩૯૪)

[૩]

## ગુમરાહીથી અલ્લાહ તઆલાની પનાહ

اَللّٰھُمَّ اِنِّیۡ اَعُوۡذُ بِکَ بِعِزَّتِکَ لَآ اِلٰهَ
اِلَّا اَنۡتَ اَنۡ تُضِلَّنِیۡ، اَنۡتَ الۡحَیُّ الَّذِیۡ
لَا یَمُوۡتُ وَالۡجِنُّ وَالۡاِنۡسُ یَمُوۡتُوۡنَ ط

અર્થ : હે અલ્લાહ ! તારી ઈઝઝતના સદકે હું તારી પનાહ લઉં છું. મા'બૂદ કોઈ નથી, માત્ર તું જ છે—આ વાતથી કે તું મને ગુમરાહ કરી દે. તું હંમેશાહંમેશ—સદા સર્વદા જીવંત રહેનાર છે, કદી ફના (મરણ શરણ) થનાર નથી અને (તારા સિવાય) જિન્નાત હોય કે ઈન્સાન—સૌ એક દિવસ મરણશરણ થશે. ('બુખારી' 'મુસ્લિમ')

[૪]

## સ્ત્રીઓના ફિત્ના અને કબ્રના અઝાબથી અલ્લાહની પનાહ

اَللّٰھُمَّ اِنِّیۡ اَعُوۡذُ بِکَ مِنۡ فِتۡنَةِ النِّسَآءِ
وَاَعُوۡذُ بِکَ مِنۡ عَذَابِ الۡقَبۡرِ ط

અર્થ : હે અલ્લાહ ! સ્ત્રીઓના ફિત્ના અને કબ્રના અઝાબથી હું તારી પનાહ લઉં છું. ('અલ્ જામિઉસ્સગીર')

[૫]

## દરેક ચીજની બુરાઈથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنْ شَرِّ
كُلِّ شَیْءٍ اٰخِذٌ بِنَاصِيَتِهٖ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું દરેક એવી ચીજની બુરાઈથી, જે તારા અંકુશમાં છે. (સહીહ મુસ્લિમ)

[૬]

## કબ્રના અઝાબ અને કબ્રના ફિત્નાથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنْ عَذَابِ الْقَبْرِ
وَمِنْ فِتْنَةِ الْقَبْرِ ط

અર્થ : હે અલ્લાહ ! કબ્રના અઝાબથી અને કબ્રના ફિત્ના (અજમાઈશ)થી હું તારી પનાહ ચાહું છું.

('મુસ્નદે અહમદ' 'હયાતુસ્સહાબા' : ૩/૩૮૭)

[૭]

## અલ્લાહ તઆલાના ક્રોધ-કોપથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِمُعَافَاتِکَ مِنْ عُقُوْبَتِکَ

وَاَعُوْذُ بِرِضَاكَ مِنْ سَخَطِكَ وَاَعُوْذُبِكَ
مِنْكَ اَللّٰهُمَّ لَا اَسْتَطِيْعُ ثَنَاءً عَلَيْكَ وَلَوْ
حَرَصْتُ وَلٰكِنْ اَنْتَ كَمَا اَثْنَيْتَ عَلٰى نَفْسِكَ ط

અર્થ : હે અલ્લાહ ! તારી ક્ષમાશીલતા અને દરગુઝર દ્વારા તારી સઝાથી હું તારી પનાહ ચાહું છું અને તારી રઝામંદી દ્વારા તારા ક્રોધ–કોપથી હું તારી પનાહ ચાહું છું અને તારાથી (તારી પકડથી) તારી જ પનાહ ચાહું છું. હે અલ્લાહ ! મને ગમે તેટલો શોખ હોય અને હું ગમે તેટલું જોર લગાવું, છતાં હું તારી તારીફનો પૂરતો હક કદાપિ અદા કરી શકતો નથી. ખરેખર, તું તો એવો જ છે, જેવી રીતે તેં પોતાની તારીફ બયાન ફરમાવી છે.

('તબરાની ફિલ્ અવ્સત', 'હયાતુસ્સહાબા' : ૩/૩૯૨)

[૮]

## આખિરતની ઝિલ્લત (અપમાન)થી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ اَنْ تَصُدَّ عَنِّىْ
وَجْهَكَ يَوْمَ الْقِيٰمَةِ ط

અર્થ : હે અલ્લાહ ! હું આ વાતથી તારી પનાહ લઉં છું કે તું કિયામતમાં પોતાનું મુખ મારાથી ફેરવી લે.

(સુયૂતી રહ. કૃત 'અમલુલ્ યવ્મિ વલ્લયૂલહ')

[૯]

## શયતાનના લાવ-લશ્કરથી અલ્લાહની પનાહ

اَعُوْذُ بِاللّٰهِ الَّذِىْ لَآاِلٰهَ اِلَّا هُوَ الْمُمْسِكُ السَّمٰوٰتِ السَّبْعِ اَنْ يَّقَعْنَ عَلَى الْاَرْضِ اِلَّا بِاِذْنِهٖ مِنْ شَرِّ عَبْدِكَ فُلَانٍ وَّجُنُوْدِهٖ وَاَتْبَاعِهٖ وَاَشْيَاعِهٖ مِنَ الْجِنِّ وَالْاِنْسِ اَللّٰهُمَّ كُنْ لِىْ جَارًا مِّنْ شَرِّهِمْ جَلَّ ثَنَاءُكَ وَعَزَّ جَارُكَ وَتَبَارَكَ اسْمُكَ وَلَآاِلٰهَ غَيْرُكَ ط

અર્થ : હું તે અલ્લાથી પનાહ લઈ રહયો છું, જેના સિવાય કોઈ મા'બૂદ (ઉપાસ્ય) નથી (અને) જેણે સાત આકાશોને પૃથ્વી પર પડવાથી રોકી રાખ્યાં છે, પરંતુ જ્યારે તેનો હુકમ થઈ જાય. હું તારા ફલાણા બંદા અને તેના લાવ-લશ્કરથી તારી પનાહ લઉં છું અને તેના ખિદમતગાર તથા મદદગાર જિન્નાતો અને ઈન્સાનોની શરારતથી (તારી પનાહ લઉં છું). હે અલ્લાહ ! તું એમની શરારત અને દુષ્ટતાની સામે મારો મુહાફિઝ (સુરક્ષક) બની જા. તારી તારીફ મહાન છે અને તારી પનાહ (શરણ) લેનાર ગાલીબ (સર્વોપરી) છે. બરકતવંત છે તારું નામ અને તારા સિવાય કોઈ મા'બૂદ નથી.

(અલ્ અદબુલ મુફરદ : ૭૦૮, અદુઆઅ્, તબરાની : ૧૨૯૫, હિસ્ન : ૨૨૩–બિ–સનદિન્ સહીહ, અદુઆઉલ મસ્નૂન : ૪૨૩)

[૧૦]

## ગામવાળાઓની શરારતોથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنۡ شَرِّهَا وَشَرِّ مَا جُمِعَتۡ فِیۡهَا، اَللّٰهُمَّ ارۡزُقۡنَا جَنَاهَا وَاَعِذۡنَا مِنۡ وَّبَاهَا وَحَبِّبۡنَا اِلٰی اَهۡلِهَا وَحَبِّبۡ صَالِحِیۡ اَهۡلِهَا اِلَیۡنَا ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું આ વસ્તીની બુરાઈથી અને તે વસ્તુઓની બુરાઈથી, જે એમાં એકત્ર કરવામાં આવી છે. હે અલ્લાહ ! તું અમને આ વસ્તીના મેવાઓ (ફાયદાઓ) નસીબ ફરમાવ અને તેની બુરાઈથી અમારી હિફાઝત ફરમાવ અને આ વસ્તીના રહીશોનાં દિલોમાં અમારી મુહબ્બત ઉત્પન્ન ફરમાવ અને અહિંયાના નેક લોકોની મુહબ્બત અમારાં દિલોમાં ઉત્પન્ન ફરમાવ.

(અલ્ અઝ્કાર : ૫૪૫, ઈબ્નુસ્સુન્ની : ૫૨૭, અદુઆઉલ મસ્નૂન : ૪૦૧)

[૧૧]

## રોઝીને અને દુઆની કબૂલિયતને રોકનારા ગુનાહોથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنَ الذُّنُوۡبِ تَمۡنَعُ اِجَابَتَکَ،
اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنَ الذُّنُوۡبِ الَّتِیۡ تَمۡنَعُ رِزۡقَکَ،
اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنَ الذُّنُوۡبِ الَّتِیۡ تُحِلُّ النِّقَمَ ط

અર્થ : હે અલ્લાહ ! હું એવા ગુનાહોથી તારી પનાહ માગું છું, જે દુઆની કબૂલિયત માટે રુકાવટ અને આડ બને. હે અલ્લાહ ! હું એવા ગુનાહોથી તારી પનાહ માગું છું, જે તારી રોઝીને રોકી દે. હે અલ્લાહ ! હું એવા ગુનાહોથી તારી પનાહ ચાહું છું, જે સઝાને હલાલ કરી દે.

(અદ્દુઆઅ્ : ૩/૧૪૪૮–બિ–સનદિન ઝઈફ, અદ્દુઆઉલ્ મસ્નૂન : ૫૭૩)

[૧૨]

## આકસ્મિક મોત, સાપના દંશ અને હિંસક પ્રાણીઓથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنۡ مَّوۡتِ الۡفُجَائَةِ وَمِنۡ لَّدۡغَةِ الۡحَیَّةِ وَمِنَ السَّبُعِ وَمِنَ الۡغَرَقِ وَمِنَ الۡحَرَقِ وَمِنۡ اَنۡ اَخِرَّ عَلٰی شَیۡءٍ وَّمِنَ الۡقَتۡلِ عِنۡدَ فِرَارِ الزَّحۡفِ ط

અર્થ : હે અલ્લાહ ! અચાનક મોતથી અને સાપના કરડવાથી અને હિંસક પ્રાણીઓથી અને ડૂબવાથી અને સળગી જવાથી અને કોઈ ચીજ મારી ઉપર ગબડી પડે એનાથી અને લશ્કર પીઠ ફેરવીને નાસી છૂટે ત્યારે કતલ થવાથી હું તારી પનાહ ચાહું છું.

(કન્ઝુલ્ ઉમ્માલ)

[૧૩]

## ઝિલ્લત–અપમાનથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنَّا نَعُوۡذُبِكَ اَنۡ نَّذِلَّ وَنَخۡزٰی ط

અર્થ : હે અલ્લાહ ! અમે તારી પનાહ માંગીએ છીએ આ વાતથી કે અમે ઝલીલ–અપમાનિત અને રુસ્વા–તિરસ્કૃત થઈએ.

(કન્ઝુલ્ ઉમ્માલ)

[૧૪]

## જેલ અને પોલીસની મારપીટથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنَ السِّجْنِ وَالْقَیْدِ وَالسَّوْطِ ط

અર્થ : હે અલ્લાહ ! જેલથી અને કેદ (હાથકડી)થી અને કોરડાઓથી હું તારી પનાહ ચાહું છું.

(બયહકી, કન્ઝુલ્ ઉમ્માલ : ૮/૧૧૯, હયાતુસ્સહાબા : ૩/૪૨૧)

[૧૫]

## દરેક મહિનાની બુરાઈથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ شَرِّ هٰذَا الشَّهْرِ
وَشَرِّ مَا فِیْهِ وَشَرِّ مَا بَعْدَهٗ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું આ (વર્તમાન) મહિનાની બુરાઈથી અને જે કાંઈ એમાં છે, તેની બુરાઈથી અને જે કાંઈ તેના પછી છે, તેની બુરાઈથી.

(ઇબ્નુન્નજ્જાર, કન્ઝુલ્ ઉમ્માલ : ૩/૩૨૬, હયાતુસ્સહાબા : ૩/૪૨૨)

[૧૬]

## પાંચ અનિષ્ટો—કુટેવોથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنْ كُلِّ عَمَلٍ يُّخْزِيْنِىْ، وَاَعُوْذُبِكَ مِنْ كُلِّ صَاحِبٍ يُّؤْذِيْنِىْ، وَاَعُوْذُبِكَ مِنْ كُلِّ اَمَلٍ يُّلْهِيْنِىْ، وَاَعُوْذُبِكَ مِنْ كُلِّ فَقْرٍ يُّنْسِيْنِىْ، وَاَعُوْذُبِكَ مِنْ كُلِّ غِنًى يُّطْغِيْنِىْ ط

અર્થ : હે અલ્લાહ ! એવાં તમામ કૃત્યોથી હું તારી પનાહ માગું છું, જે મને અપમાનિત કરી દે અને એવા તમામ દોસ્તોથી હું તારી પનાહ ચાહું છું, જે મને કષ્ટ આપે અને એવી તમામ ઉમ્મીદોથી હું તારી પનાહ લઉં છું, જે મને ગાફિલ બનાવી દે અને એવી તમામ મોહતાજી (દરિદ્રતા)થી હું તારી પનાહ લઉં છું, જે મને વિસ્મૃતિ (ભુલાવા)માં નાખી દે અને એવી તમામ ગિના (ધન–સંપત્તિ)થી હું તારી પનાહ ચાહું છું, જે મને સરકશ (ઉદ્દંડ) બનાવી દે. (સુયૂતી રહ. કૃત જમ્ઉલ્ જવામિઅ્, કિસ્મુલ અકવાલ)

[૧૭]

## મામલાઓની મૂઝવણો અને વિટંબણાઓથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنْ عَذَابِ الْقَبْرِ وَوَسْوَسَةِ

الصَّدْرِ وَشَتَاتِ الْاَمْرِ ؕ

અર્થ : હે અલ્લાહ ! કબ્રના અઝાબથી અને છાતી (હૈયા)ના વસવસાઓથી અને પોતાના મામલાઓ (જીવન વ્યવહારો)ની છિન્ન–ભિન્નતાથી હું તારી પનાહ ચાહું છું. (તિર્મિઝી)

[૧૮]

## હવાઓ સાથે આવનારી બુરાઈઓથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ شَرِّمَا تَجِیْءُ بِهِ الرِّیَاحُ ؕ

અર્થ : હે અલ્લાહ ! એવી તમામ બુરાઈઓથી હું તારી પનાહ ચાહું છું, જેને હવાઓ લઈને આવે છે. (તિર્મિઝી)

[૧૯]

## દુનિયા અને કિયામતની તંગીઓથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ ضِیْقِ
الدُّنْیَا وَضِیْقِ یَوْمِ الْقِیٰمَةِ ؕ

અર્થ : હે અલ્લાહ ! દુનિયાની તંગી (નિર્ધનતા)થી અને કિયામતના દિવસની તંગી (પજવણી)થી તારી પનાહ (શરણ) લઉં છું. (ઈબ્ને માજહ, નસાઈ)

[૨૦]

## ચાલાક અને ધોકાબાજ સાથીની કુચેષ્ટાથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنْ خَلِيْلٍ مَّاكِرٍ عَيْنَاهُ تَرَيَانِىْ وَقَلْبُهٗ يَرْعَانِىْ اِنْ رَّاٰى حَسَنَةً دَفَنَهَا وَاِنْ رَّاٰى سَيِّئَةً اَذَاعَهَاط

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું એવા દગાખોર–મક્કાર દોસ્તથી, જેની આંખો મને જુએ અને જેનું દિલ મારી ખણખોદમાં (ખામીઓ શોધવામાં) લાગેલું રહે. જો તે કોઇ નેકી જુએ તો તેને છુપાવી લે અને બુરાઇ જુએ તો તેનો અપપ્રચાર કરતો ફરે–તેને ફેલાવતો રહે.

(અલ્ જામિઉસ્સગીર, કન્ઝુલ્ ઉમ્માલ)

[૨૧]

## બેરોજગારી અને તંગદસ્તીની મુસીબત અને હદ વટાવી ગયેલી તંગદસ્તીથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنَ الْبُؤْسِ وَالتَّبَاؤُسِط

અર્થ : હે અલ્લાહ ! તંગદસ્તી (નિર્ધનતા અને કંગાલિયત)ની મુસીબતથી તથા હદ વટાવી ગયેલી તંગદસ્તીથી હું તારી પનાહ ચાહું છું.

(મુનાદી કૃત કુનૂઝુલ હકાઇક ફી હદીષિ ખય્રિલ્ ખલાઇક)

[૨૨]

## બુરા મરણથી અલ્લાહની પનાહ

બહુ ધ્યાનપૂર્વક આ દુઆ પઢો :

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنَ الْهَدْمِ وَاَعُوْذُبِکَ مِنَ
التَّرَدِّیْ وَاَعُوْذُبِکَ مِنَ الْغَرَقِ وَالْحَرَقِ وَالْهَرَمِ
وَاَعُوْذُبِکَ اَنْ یَّتَخَبَّطَنِیَ الشَّیْطَانُ عِنْدَ الْمَوْتِ
وَاَعُوْذُبِکَ مِنْ اَنْ اَمُوْتَ فِیْ سَبِیْلِکَ مُدْبِرًا وَّاَعُوْذُبِکَ
اَنْ اَمُوْتَ لَدِیْغًا ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ (શરણ) લઉં છું આ વાતથી કે મારી ઉપર મકાન વગેરે ગબડી પડે અથવા હું મકાન વગેરેથી નીચે ગબડી પડું, અને હું તારી પનાહ લઉં છું પાણીમાં ડૂબી જવાથી અથવા આગ વગેરેમાં સળગી જવાથી અને સતત વૃદ્ધત્વ (ઘડપણ)થી, અને હું તારી પનાહ લઉં છું આ વાતથી કે મૃત્યુ વખતે શયતાન મને ભ્રમિત કરે અને બહેકાવે, અને હું તારી પનાહ લઉં છું આ વાતથી કે તારા માર્ગમાં પીછેહઠ કરીને મૃત્યુ પામું, અને હું તારી પનાહ લઉં છું આ વાતથી કે ઝેરી પ્રાણીના ડંખવાથી મરણશરણ થાઉં. (અબૂ દાવૂદ, નસાઈ)

[૨૩]

## નેઅમતના વિનાશ, આફિયતની વિમુખતા, અણધાર્યા અઝાબ અને ગઝબે ઈલાહીના અસ્બાબથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنْ زَوَالِ نِعْمَتِکَ وَتَحَوُّلِ عَافِيَتِکَ وَفُجَائَةِ نِقْمَتِکَ وَجَمِيْعِ سَخَطِکَ ؕ

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું આ વાતથી કે તારી વર્તમાન નેઅમત નાશ પામે અને તારી આફિયત મારાથી પોતાનું મુખ ફેરવી લે અને તારા અચાનક–અણધાર્યા (આવી પડતા) અઝાબથી (કે તે પહેલાં તવબાની તવફીક ન મળે) અને તારા દરેક પ્રકારના ગુસ્સાના અસ્બાબથી. (મુસ્લિમ, અબૂ દાવૂદ)

[૨૪]

## કાન, આંખ, જીભ, દિલ અને વીર્યની બુરાઈથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنْ شَرِّ سَمْعِیْ وَمِنْ شَرِّ بَصَرِیْ وَمِنْ شَرِّ لِسَانِیْ وَمِنْ شَرِّ قَلْبِیْ وَمِنْ شَرِّ مَنِيِّیْ ؕ

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું પોતાના કાનની બુરાઈથી અને પોતાની આંખની બુરાઈથી અને પોતાની જીભની બુરાઈથી અને પોતાના દિલની બુરાઈથી (એટલે કે ગીબત

સાંભળવાથી, બદ નઝરીથી, નાજાઇઝ વાતચીતથી અને કીના–કપટ વગેરેથી તારી પનાહ ચાહું છું) અને પોતાના વીર્યની બુરાઈથી (કે એની ઉત્તેજનાથી ગુનાહની રગબત થાય).

(તિર્મિઝી, અબૂ દાવૂદ, નસાઇ)

[૨૫]

## નિરાશાજનક મોત અને પસ્તાવારૂપ જિંદગીથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ مَّوْتِ الْهَمِّ وَاَعُوْذُبِکَ مِنْ مَّوْتِ الْغَمِّ وَاَعُوْذُبِکَ مِنَ الْجُوْعِ فَاِنَّهٗ بِئْسَ الضَّجِیْعُ وَاَعُوْذُبِکَ مِنَ الْخِیَانَةِ فَاِنَّهَا بِئْسَتِ الْبِطَانَةُ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું મૂઝવણભર્યા મોતથી અને હું તારી પનાહ ચાહું છું ચિંતાપ્રેરક મોતથી અને હું તારી પનાહ લઉં છું ભૂખથી, કારણ કે માનવીની એ બહુ ખરાબ સાથી છે અને હું તારી પનાહ લઉં છું ખયાનતથી, કારણ કે તે આંતરિક કુટેવ છે.

(કન્ઝુલ ઉમ્માલ)

[૨૬]

## શિર્કથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ اَنْ اُشْرِکَ بِکَ شَیْئًا وَّاَنَا اَعْلَمُ بِهٖ وَاَسْتَغْفِرُکَ لِمَا لَا اَعْلَمُ بِهٖ ط

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું આ વાતથી કે હું તારી સાથે કોઈને હરીક ઠરાવું અને આ (શિર્કરંગી કૃત્ય)ને હું જાણું પણ છું (એટલે કે ઈરાદાપૂર્વક શિર્ક કરવાથી તારી પનાહ લઉં છું) અને હું તારાથી ઈસ્તિગફાર (ક્ષમાયાચના) કરું છું, તે (ગુનાહિત) બાબતોથી, જેને હું જાણતો નથી.

(મુસ્નદે અહમદ વલ્ બુખારી ફિલ અદબિલ મુફરદ)

* આ દરેક દુઆને સંપૂર્ણ યકીન, ધ્યાન અને ઈસ્તિહઝાર (અલ્લાહ સમક્ષ હાજરીના ખૌફ) સાથે પઢે.

* કોઈ પણ દુઆનો ફાયદો ફરાઈઝના ઈહતિમામ (પ્રબંધ) પર મવકૂફ છે. કોઈપણ નફલ અમલ ફરાઈઝનો બદલ (અને વિકલ્પ) બની શકતો નથી. આ કારણે તમામ ફરાઈઝનો ઈહતિમામ અત્યંત જરૂરી છે.





# પ્રકરણ-૩

## દુરૂદ શરીફો

[૧]

### દરેક દર્દની દવા

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَاءٍ
وَّدَوَاءٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

ફઝીલત : દરેક પ્રકારના દર્દ અને બીમારીના નિવારણ માટે બિસ્મિલ્લાહ સાથે સૂરએ ફાતિહા પઢે અને એની આગળ–પાછળ ઉપરોક્ત દુરૂદ શરીફ પઢે, પછી (બીમાર પર) દમ કરે.

('ઝરીઅતુલ વુસૂલ'.....૧૬૦)

[૨]

### કર્ઝની અદાયગી તથા કિયામતના દિવસે હિસાબ થશે નહિ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ ط

ફઝીલત : જે માણસ ઝોહરની નમાઝ પછી આ દુરૂદ શરીફને સો (૧૦૦) વાર પઢશે તો એને ત્રણ વાતો પ્રાપ્ત થશે :

(૧) તે કદી મકરૂઝ (કર્ઝદાર) થશે નહિ.

(૨) જો તે કર્ઝદાર થશે તો એનું કર્ઝ અદા થઈ જશે, ચાહે તે કર્ઝ ગમે તેટલું ભારેખમ હોય.

(૩) કિયામતના દિવસે એનો કોઈ હિસાબ થશે નહિ.

('ઝરીઅતુલ વુસૂલ'....૧૬૨)

[૩]

## અવલાદની કામિયાબી અને ઈઝ્ઝત પ્રાપ્ત કરવા માટેનું બેહતરીન દુરૂદ શરીફ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِالْعَالَمِیْنَ
حَبِیْبِکَ مُحَمَّدٍ وَّاٰلِہٖ صَلَاۃً اَنْتَ
لَھَا اَھْلٌ وَّ بَارِکْ وَسَلِّمْ کَذٰلِکَ ط

ફાયદો : જો કોઈ માણસ ફજર અને મગરિબની નમાઝ પછી ઈકોતેર (૭૧) વખત અને બીજી નમાઝો પછી સાત (૭) વખત આ દુરૂદ શરીફ પાબંદીથી પઢયા કરશે, તો અલ્લાહ તઆલા એને તથા એની અવલાદને સમાજમાં ઉચ્ચ, મોભાદાર અને ઈઝ્ઝતમય સ્થાન અર્પણ કરશે તથા એમને લોકપ્રિયતા નસીબ થશે.

('ઝરીઅતુલ્ વુસૂલ'....૧૫૧)

[૪]

## છોકરા કે છોકરીની શાદીમાં ઉદ્ભવતી રુકાવટને દૂર કરવાનું દુરૂદ શરીફ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰٓی
اِبْرَاھِیْمَ وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط
اَللّٰھُمَّ بَارِکْ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ

عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

ફાયદો : જો કોઈ છોકરા કે છોકરીની શાદીમાં રુકાવટ ઊભી થાય અને સગાઈ નક્કી ન થતી હોય અથવા સદંતર કહેણ (રિશ્તો) આવતું જ ન હોય, તો છોકરા કે છોકરી અને એની વાલિદહ સવારે ફજરની નમાઝ પછી તથા સાંજે મગરિબની નમાઝ પછી પાંચ સો (૫૦૦) વખત દુરૂદે ઈબ્રાહીમી પઢીને દુઆ કરે, તો અલ્લાહ તઆલા બહુ જલદી નેક અને સારા રિશ્તાનો બંદોબસ્ત ફરમાવી દેશે અને રુકાવટ દૂર થઈ જશે. ('ઝરીઅતુલ્ વુસૂલ'....૧)

[૫]

## ઘર અને સફરમાં ચોર-ડાકૂઓથી હિફાઝત પામવાનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ كَمَا اَمَرْتَنَا اَنْ نُّصَلِّيَ عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ كَمَا يَنْبَغِيْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ بِعَدَدِ مَنْ صَلّٰى عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ بِعَدَدِ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ كَمَا تُحِبُّ وَتَرْضٰى اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط

ફાયદો : જો કોઈ માણસ ઘરેથી નીકળવા પહેલાં અથવા કોઈ મુસાફિર પોતાના સફરમાં ૧૧ (અગિયાર) વખત આ દુરૂદ શરીફ પઢીને પોતાના બદન અને માલ–સામાન પર દમ કરી લેશે, તો દરેક પ્રકારની ચોરી, લૂંટફાટ, મારધાડ અને ડકૈટીથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે તથા ઝાલિમ, ડાકૂ અને લૂંટારો એની તરફ નિગાહ પણ ઉઠાવી શકશે નહિ. તદ્ઉપરાંત, રાતે સૂતા પહેલાં મકાનની ચારે તરફ આ દુરૂદ શરીફને દસ વાર પઢીને ફૂંકી દેશે તો ઈન્શાઅલ્લાહ એ મકાન ચોરી, લૂંટફાટ અને ડકૈટીથી મહફૂઝ રહેશે અને કોઈ બદનિય્યત એની તરફ મુખ પણ કરશે નહિ. મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે. ('ઝરીઅતુલ્ વુસૂલ'....૧૫૮)

[૬]

## દરેક પ્રકારના દર્દ અને અસાધ્ય રોગ (ડાયાબિટીસ-કેન્સર)ના નિવારણ માટેનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَاءٍ وَّدَوَاءٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

ફાયદો : કોઈ પણ પ્રકારના દર્દ અને બીમારીના નિવારણ માટે બીમાર પર આ દુરૂદ શરીફ પઢીને દમ કરે. એને પઢવાની પદ્ધતિ આ પ્રમાણે છે : આરંભ અને અંતમાં આ દુરૂદ શરીફ ત્રણ વાર પઢે અને દરમિયાનમાં સાત વાર સૂરએ ફાતિહા બિસ્મિલ્લાહ....સહિત

અને ત્રણ વાર સૂરએ ઈખ્લાસ પઢીને બીમાર પર દમ કરી દે, તો તરત શિફા નસીબ થશે, ઈન્શાઅલ્લાહુલ્ અઝીઝ. તદઉપરાંત, જો બીમારને અસાધ્ય રોગ લાગુ પડયો હોય અથવા બીમારી સખત હોય, તો આ દુરૂદ શરીફ આરંભ અને અંતમાં એક સો વાર પઢે. ડાયાબિટીસ અને કેન્સર જેવા જીવલેણ રોગ માટે બહુ અકસીર છે.

('ઝરીઅતુલ્ વુસૂલ'....૧૪૪)

[૭]

## મુસ્તકિલ મિઝાજી (સ્થિર-ચિત્તતા) પામવા અને સમયના વેડફાટથી બચવા માટેનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ
كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ وَكُلَّمَا سَهٰى عَنْهُ
الْغَافِلُوْنَ وَعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّ بَارِكْ وَسَلِّمْ ط

ફાયદો : જે માણસ ફજરની નમાઝ પછી વઝીફારૂપે એક સો વખત આ દુરૂદ શરીફ પઢતો રહેશે, તો અલ્લાહ તઆલા એને દીની–દુન્યવી કામોમાં એકાગ્રતા અને મુસ્તકિલ મિઝાજી (સ્થિર-ચિત્તતા અને દૃઢ નિશ્ચય) અતા ફરમાવશે. તદ્ઉપરાંત, એની બરકતથી સમય વેડફવાથી બચી જવાશે અને કામોમાં આસાની પેદા થઈ જશે.

('ઝરીઅતુલ વુસૂલ'....૧૨૯)

[૮]

## આંખોની સઘળી તકલીફો દૂર કરવા અને આંખોની રોશની સતેજ કરવા માટેનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ِالسَّابِقِ لِلْخَلْقِ نُوْرُهٗ ط وَالرَّحْمَةِ لِلْعَالَمِيْنَ ظُهُوْرُهٗ ط عَدَدَمَنْ مَّضٰى مِنْ خَلْقِكَ وَمَنْ بَقِيَ ط وَمَنْ سَعِدَ مِنْهُمْ وَمَنْ شَقِيَ ط صَلَاةً تَسْتَغْرِقُ الْعَدَّ وَتُحِيْطُ بِالْحَدِّ ط صَلَاةً لَّاغَايَةَ لَهَا وَلَاانْتِهَاءَ ط وَلَا أَمَدَ لَهَا وَلَاانْقِضَاءَ ط صَلَوَاتِكَ الَّتِيْ صَلَّيْتَ عَلَيْهِ ط صَلَاةً دَائِمَةً بِدَوَامِكَ ط وَعَلٰۤى اٰلِهٖ وَصَحْبِهٖ كَذٰلِكَ ط وَالْحَمْدُ لِلّٰهِ عَلٰى ذٰلِكَ ط

ફાયદો : જો કોઈ માણસ દરેક નમાઝ પછી ત્રણ વાર ઉપરોકત દુરૂદ શરીફ પઢીને આંગળીઓ પર દમ કરે અને આંખો પર ફેરવી લે, તો અલ્લાહ તઆલા આંખની એવી તકલીફ પણ દૂર ફરમાવી દે છે, જેનાથી ડૉકટરો લાચાર થઈ ગયા હોય. ઉપરાંત, આંખની દૃષ્ટિ પણ સતેજ અને પ્રકાશિત કે નૂરવંત થઈ જાય છે. મુજર્રબ-અનુભવસિદ્ધ અમલ છે. ('ઝરીઅતુલ્ વુસૂલ'....૧૪૦)

[૯]

## પ્લેગ અને કૉલેરા વગેરે બીમારીઓથી હિફાઝત

ઈબ્ને ખતીબ (રહ.)એ બયાન કર્યું છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર વધુ પ્રમાણમાં નીચે દર્શાવેલું દુરૂદ શરીફ પઢવાથી પ્લેગ અને કૉલેરા (જેવી જીવલેણ બીમારીઓ)થી હિફાઝત થાય છે અને આ દુરૂદ આ પ્રકારની વિનાશકારી બીમારીઓને દૂર કરે છે. ('અલ્ કવ્લુલ્ બદીઅ્' : ૨૨૧)

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلٰوةً تَعْصِمُنَا بِهَا مِنَ الْاَهْوَالِ وَالْاٰفَاتِ وَتُطَهِّرُنَا مِنْ جَمِيْعِ السَّيِّاٰتِ ط

[૧૦]

## અનુભવસિદ્ધ તિર્‌યાક-વઝીફો

બુઝુર્ગોમાંથી એક બુઝુર્ગે હઝરત શૈખ શિહાબુદ્દીન ઈબ્ને અરસલાન (જેઓ મહાન ઝાહિદ-ત્યાગી અને આલિમ હતા)ને સ્વપ્નમાં જોયા અને એમને પોતાની બીમારીની ફરિયાદ કરી અને પોતાની તકલીફ જણાવી તો એમણે ફરમાવ્યું : તું અનુભવસિદ્ધ વઝીફાથી ગાફિલ છે. આ દુરૂદ શરીફ પઢયા કર. સૂઈને ઊઠયા પછી આ બુઝુર્ગે આ દુરૂદ શરીફ વધુ પ્રમાણમાં પઢયું અને એમની બીમારી દૂર થઈ ગઈ. ('ફઝાઈલે દુરૂદ શરીફ')

દરેક પ્લેગ–મરકી અને જીવલેણ બીમારી માટે અનુભવસિદ્ધ છે. દુરૂદ શરીફ આ છે :

اَللّٰھُمَّ صَلِّ وَسَلِّمْ وَبَارِکْ عَلٰی رُوْحِ سَیِّدِنَا مُحَمَّدٍ فِی الْاَرْوَاحِ وَصَلِّ وَسَلِّمْ عَلٰی قَلْبِ سَیِّدِنَا مُحَمَّدٍ فِی الْقُلُوْبِ وَصَلِّ وَسَلِّمْ عَلٰی جَسَدِ سَیِّدِنَا مُحَمَّدٍ فِی الْاَجْسَادِ وَصَلِّ وَسَلِّمْ عَلٰی قَبْرِ سَیِّدِنَا مُحَمَّدٍ فِی الْقُبُوْرِ ط

[૧૧]

## કારોબારમાં તરક્કી અને માલદારી પ્રાપ્ત કરવા માટેનું દુર્લભ દુરૂદ શરીફ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ عَبْدِکَ وَرَسُوْلِکَ وَصَلِّ عَلَی الْمُؤْمِنِیْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِیْنَ وَالْمُسْلِمَاتِ ط

ફાયદો : જો કોઈ માણસ પોતાના કારોબારમાં તકક્કી તથા માલ-દોલતમાં વિપુલતા ચાહતો હોય, તો પાબંદીથી ફુરસદના સમયે ત્રણ સો તેર (૩૧૩) વખત આ દુરૂદ શરીફ પઢીને દુઆ કરે, તો ઈન્શાઅલ્લાહ બહુ જલદી માલી ખુશહાલી (સમૃદ્ધિ) નસીબ થશે અને કારોબારમાં તરક્કી પ્રાપ્ત થશે.

('ઝરીઅતુલ વુસૂલ'...૧૫૭)

[૧૨]

## મનપસંદ રિશ્તા (વિવાહ)ની પ્રાપ્તિ માટેનું દુરૂદ શરીફ

اَلْحَمْدُ لِلّٰهِ ذِى الْعِزِّ وَالْكِبْرِيَآءِ وَصَلَّى اللّٰهُ
عَلٰى مُحَمَّدٍ خَاتَمِ الْاَنْبِيَآءِ ط

ફાયદો : ઝાહિર અને બાતિન (બાહ્ય અને આંતરિક) બન્ને રીતે બા-કમાલ અને મનપસંદ રિશ્તો (સગપણ) મેળવવા ઈચ્છતી વ્યકિત જો ઈશા પછી અથવા તહજ્જુદ વખતે ૧૧૦૦ (અગિયાર સો) વખત આ દુરૂદ શરીફ પઢીને બારગાહે ઈલાહીમાં દુઆ કરશે, તો અલ્લાહ તઆલા એની જાઈઝ દિલી મુરાદને પૂરી ફરમાવશે અને એ રિશ્તાથી પરસ્પર ઉલ્ફત અને મુહબ્બત નસીબ થશે, (ઈન્શાઅલ્લાહ). અમલની મુદત એકાણું (૯૧) દિવસ છે.

(‘ઝરીઅતુલ વુસૂલ’....૮૭)

[૧૩]

## ઝાલિમ શવહરના ઝુલ્મથી નજાત અને તંગદસ્તીથી હિફાઝત પામવા માટેનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَاحِبِ الْفَرْقِ
وَالْفُرْقَانِ وَجَامِعِ الْوَرَقِ وَمُنْزِلِهٖ مِنْ سَمَآءِ
الْقُرْاٰنِ وَعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّسَلِّمْ ط

ફાયદો : જો શવહર મારઝૂડ અને અત્યાચાર કરતો હોય અથવા કોઈ માણસ તંગદસ્તી, નાદારી અને મુહતાજીનો શિકાર હોય, તો તે માણસ ફજરની નમાઝ પછી અથવા મગરિબ કે ઈશાની નમાઝ પછી એકોતેર (૭૧) વખત આ દુરૂદ શરીફ પઢીને દુઆ કરે, તો અલ્લાહ તઆલા પતિને પત્ની પ્રત્યે મહેરબાન કરી દેશે અને મુહતાજી તથા તંગદસ્તીથી મહફૂઝ રાખશે.

('ઝરીઅતુલ વુસૂલ'....૧૭૯)

[૧૪]

## લોકપ્રિયતા અને દિલો ઉપર અંકુશ મેળવવા માટેનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً مَّقْرُوْنَةً بِذِكْرِهٖ ط
اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً جَامِعَةً بَيْنَ فَرَحِهٖ
وَسُرُوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً مُّحِيْطَةً
بِطُوْرِهٖ وَصُوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلٰوةً
مُّنَوِّرَةً لِّقُلُوْبِ اَصْحَابِ صُدُوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ
عَلٰى مُحَمَّدٍ صَلَاةً شَارِحَةً لِّمَنْقُوْحِهٖ فِىْ مَسْطُوْرِهٖ ط
وَصَلِّ عَلٰى جَمِيْعِ اِخْوَانِهٖ مِنَ الْاَنْبِيَاءِ وَالْاَوْلِيَاءِ

بِعَدَدِ عُبُوْرِهٖ وَمُرُوْرِهٖ بَيْنَ الْمَاءِ وَطُهُوْرِهٖ ط وَالنُّوْرِ وَظُهُوْرِهٖ ط وَالْحَقِّ وَاُمُوْرِهٖ ط

ફાયદો : આ દુરૂદ શરીફમાં વશ કરવાની અજીબ શક્તિ છે. જો કોઈ વ્યક્તિ દરેક નમાઝ પછી ત્રણ વાર આ દુરૂદ શરીફ પઢવાનો મા'મૂલ બનાવી લેશે, તો અલ્લાહ તઆલા એને લોકોમાં અજીબ મકબૂલિયત અને સત્તાધારીઓની નિગાહમાં મહબૂબિયત અર્પણ કરશે. તદ્ઉપરાંત, જો કોઈ વ્યક્તિ અગિયાર (૧૧) વખત આ દુરૂદ શરીફને ગુલાબના અત્તર પર દમ કરી ચહેરા પર મસળીને સત્તાધીશ કે ઈચ્છિત વ્યક્તિને મળે, તો તે વ્યક્તિ કોઈપણ પ્રકારની આનાકાની અને દલીલબાઝી વગર એનું કામ કરી આપશે. ઈન્ટરવ્યૂમાં કામિયાબી માટે બહુ અસરકારક છે.

('ઝરીઅતુલ વુસૂલ'...૧૮૧)

[૧૫]

## દિલના ગભરાટ અને બ્લડ પ્રેશર માટે બા-બરકત દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ ۣالنَّبِيِّ الْاُمِّيِّ الطَّاهِرِ الزَّكِيِّ صَلَاةً تُحَلُّ بِهِ الْعُقَدُ وَتُفَكُّ بِهَا الْكُرَبُ ط

ફાયદો : જે માણસનું દિલ વારંવાર મૂંઝવણ અને ગભરાટ અનુભવતું હોય અને જે વ્યક્તિ પર અજાણ્યો કે અગોચર ખૌફ

છવાયેલો રહેતો હોય યા જે માણસ બ્લડ પ્રેશરનો મરીઝ (રોગિષ્ટ) હોય, તો ઉપરોક્ત દુરૂદ શરીફ દરરોજ ફજર અને મગરિબની નમાઝ પછી ૩૧૩ (ત્રણ સો તેર) વખત પઢીને છાતી પર ફૂંક મારે અને અડધા કપ પાણી પર દમ કરીને પછી એ પાણી પીતો રહે, તો ઈન્શાઅલ્લાહ બહુ જલદી પીડામાં રાહત અને તંદુરસ્તી નસીબ થશે તથા દિલી ઈત્મીનાન નસીબ થશે. આ દુરૂદ શરીફ દિલના રોગમાં અત્યંત અકસીર છે. ('ઝરીઅતુલ્ વુસૂલ ઈલા જનાબિર્રસૂલ સલ'. : ૯૮)

[૧૬]

## ફળ-ફૂલ, મોસમી પાક અને અનાજને જીવજંતુઓ તથા ખેતીલક્ષી બીમારીઓથી બચાવવાનું ઉમદા દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ اَوْرَاقِ الْاَشْجَارِ
وَبِعَدَدِ اَقْطَارِ الْاَمْطَارِ وَبِعَدَدِ دَوَابِّ الْبَرَارِىْ
وَالْبِحَارِ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ ط

**ફાયદો :** જો ખેતીનું વાવેતર કરવા પહેલાં ૧૪૧૪ (ચૌદ સો ચૌદ) વખત આ દુરૂદ શરીફ પઢી, પાણી પર દમ કરીને ખેતરમાં છાંટવામાં આવશે, તો ખેતીનો પાક ખેતીલક્ષી બીમારીઓથી ઈન્શાઅલ્લાહ મહફૂઝ રહેશે. ઉપરાંત, દરેક નમાઝ પછી ખેડૂત આ

દુરૂદ શરીફ ૨૧ વાર પઢીને દુઆ કરતો રહેશે, તો ફસલમાં ખૂબ બરકત અને તરક્કી થશે. ('ઝરીઅતુલ્ વુસૂલ'....૧૨૧)

[૧૭]

## પતિ-પત્નીમાં મિસાલી મુહબ્બત અને ઉલ્ફત પેદા કરવા માટે અજીબ પવિત્ર દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مُّعَطِّرِ الرُّوْحِ وَاٰلِهٖ الطَّيِّبِيْنَ الطَّاهِرِيْنَ صَلَاةً تُعَطِّرُنَا بِهَا وَبَارِكْ وَسَلِّمْ ط

ફાયદો : પતિ-પત્નીમાં બેમિસાલ ઉલ્ફત અને મુહબ્બત પેદા કરવા ચાહતા હોય અથવા બન્નેમાંથી કોઈ એક નારાજ હોય અને એને રાજી કરવાનો ઈરાદો હોય, તો ફૂલો કે મુશ્ક–અંબરની ખુશ્બૂ પર અથવા કોઈ પણ પ્રકારની ખુશ્બૂ પર આ દુરૂદ શરીફ ૪૫૦ વાર, ૪૧ દિવસ સુધી દમ કરીને બન્ને પતિ-પત્ની સૂંઘશે તો ઈન્શાઅલ્લાહ બન્ને એક-બીજાને ખૂબ ચાહવા માંડશે. આ અમલ મુજર્રબ (અનુભવસિદ્ધ) છે. જો ઈચ્છિત વ્યકિત દૂર હોય તો ખાંડ પર દમ કરીને કીડીઓને નાંખી દો, તો ઈન્શાઅલ્લાહ પતિ-પત્નીનાં દિલ એક-બીજા તરફ આકર્ષાવા માંડશે.

('ઝરીઅતુલ્ વુસૂલ'....૧૪૫)

[૧૮]

## પોતાનું મકાન બનાવવા માટે મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِالنَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَسَلِّمْ ط

ફાયદો : જે માણસ પોતાનું ઘર બનાવવા યા પ્રાપ્ત કરવા ચાહતો હોય તો ઉપરોક્ત દુરૂદ શરીફ જુમ્અહના દિવસે અસરની નમાઝ પછી એક હજાર (૧૦૦૦) વાર પઢીને દુઆ કરશે, તો અલ્લાહ તઆલા માત્ર પોતાના ફઝલો–કરમથી એના (આગવા) ઘરનો ઈન્તિઝામ ફરમાવી આપશે અને રહેઠાણના સિલસિલામાં તે કદાપિ પરેશાન થશે નહિ, ઈન્શાઅલ્લાહ.

('ઝરીઅતુલ્ વુસૂલ ઈલા જનાબિર્રસૂલ સલ'....૧૪૮)

[૧૯]

## દરેક પરીક્ષામાં કામિયાબી માટે મુજર્રબ દુરૂદ શરીફ

رَبِّ صَلِّ عَلٰى نَبِيِّ مُحَمَّدٍ وَّاٰلِهٖ اَجَلَّهَا ط وَاقْضِ لِیْ

بِجَاهِهٖ حَوَائِجِیْ كُلَّهَا ط وَصَلِّ عَلَيْهِ كَمَا اَنْتَ اَهْلُهَا ط

وَسَلِّمْ وَشَرِّفْ وَكَرِّمْ دَائِمًا ط

ફાયદો : કોઈ પણ પ્રકારની પરીક્ષામાં કામિયાબી માટે આ દુરૂદ શરીફને અજીબ તાસીર પ્રાપ્ત છે. જો તાલિબે ઈલ્મ કે વિદ્યાર્થી દરેક નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત પઢીને પરીક્ષામાં કામિયાબી માટે દુઆ કરતો રહેશે, તો અલ્લાહ તઆલા સુંદર કામિયાબી અર્પણ કરશે. વિશેષ રૂપે મૌખિક પરીક્ષા પહેલાં ૧૧ (અગિયાર) વખત છાતી પર દમ કરવાથી જવાબો આસાન થઈ જાય છે અને કોઈ પણ પ્રકારનો ગભરાટ થતો નથી.

('ઝરીઅતુલ્ વુસૂલ'...૧૫૨)

[૨૦]

## બેરોજગારીથી છુટકારો મેળવવા અને હલાલ રોજગાર પ્રાપ્ત કરવા માટેનું અત્યંત અસરકારક દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَهَبْ لَنَا،
اَللّٰهُمَّ مِنْ رِّزْقِكَ الْحَلَالَ الطَّيِّبَ الْمُبَارَكَ مَا
تَصُوْنُ بِهٖ وُجُوْهَنَا عَنِ التَّعَرُّضِ اِلٰى اَحَدٍ مِّنْ
خَلْقِكَ وَاجْعَلْ لَّنَا، اَللّٰهُمَّ اِلَيْهِ طَرِيْقًا سَهْلًا مِّنْ
غَيْرِ تَعَبٍ وَّلَا نَصَبٍ وَّلَا مِنَّةٍ وَّلَا تَبِعَةٍ وَّجَنِّبْنَا،
اَللّٰهُمَّ الْحَرَامَ حَيْثُ كَانَ وَاَيْنَ كَانَ وَعِنْدَ مَنْ

كَانَ وَحُلْ بَيْنَنَا وَبَيْنَ اَهْلِهٖ ط وَاقْبِضْ عَنَّا اَيْدِيَهُمْ
وَاصْرِفْ عَنَّا قُلُوْبَهُمْ ط حَتّٰى لَا نَتَقَلَّبَ اِلَّا فِيْمَا
يُرْضِيْكَ ط وَلَا نَسْتَعِيْنُ بِنِعْمَتِكَ اِلَّا عَلٰى مَا تُحِبُّ
بِرَحْمَتِكَ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ!

ફાયદો : જો કોઈ માણસ આર્થિક સંકડામણ–તંગદસ્તી, બેરોજગારી અને ભૂખમરાનો શિકાર હોય અને કોઈ પણ રીતે એનાથી છુટકારો મેળવવાનો માર્ગ મળતો ન હોય, તો દરેક નમાઝ પછી ૭ (સાત) વખત અને મગરિબ પછી ૭૧ (ઈકોતેર) વખત આ દુરૂદ શરીફ પઢીને ખૂબ નમ્રતા અને કાકલૂદીપૂર્વક દુઆ કરશે, તો બહુ જલદી હલાલ રોજગાર નસીબ થશે અને પુષ્કળ રોઝી મળતી થઈ જશે. અત્યંત અનુભવસિદ્ધ (મુજર્રબ) અમલ છે.

('ઝરીઅતુલ્ વુસૂલ'...૬૨)

• • •



# પ્રકરણ-૪

# ઈમાનનામું

[૧]

## ઈમાનના ફર્ઝ :

ઈમાનના બે ફર્ઝ છે : (૧) કલિમ-એ-તય્યિબહ ઝબાનથી પઢવું. (૨) એના અર્થને દિલથી સાચો જાણવો.

[૨]

## કલિમહના ફર્ઝ :

કલિમહના ત્રણ ફર્ઝ છે : (૧) ઉંમરમાં એકવાર પઢવો, (૨) સહીહ પઢવો, (૩) કોઈ પઢવાનું કહે તો જલદી પઢવો.

[૩]

## ઈમાનની સિફતો :

ઈમાનની સાત સિફતો છે : (૧) અલ્લાહ પર ઈમાન લાવવું, (૨) ફરિશ્તાઓ પર ઈમાન લાવવું, (૩) આસમાની કિતાબો પર ઈમાન લાવવું, (૪) પયગમ્બરો પર ઈમાન લાવવું, (૫) કિયામત પર ઈમાન લાવવું, (૬) તકદીર પર ઈમાન લાવવું, (૭) મૃત્યુ બાદ સજીવન થવા પર ઈમાન લાવવું.

[૪]

## ઈમાનની શરતો :

ઈમાનની સાત શરતો છે : (૧) ઈખ્તિયારે–સ્વેચ્છાએ ઈમાન લાવવું, (૨) ગૈબ પર ઈમાન લાવવું, (૩) ગૈબની ખબર અલ્લાહ જ જાણે છે, એમ કહીને ઈમાન લાવવું, (૪) હલાલને હલાલ જાણવું, (૫) હરામને હરામ જાણવું, (૬) અલ્લાહના ક્રોધ–કોપથી ડરતા રહેવું, (૭) અલ્લાહની રહમતના ઉમ્મીદવાર રહેવું.

[૫]

## ઈમાનની સલામતીની શરતો :

ઈમાન સલામત રહેવાની શરતો ચાર છે : (૧) ઈમાન પામવાથી ખુશ રહેવું, (૨) ઈમાન છીનવાઈ જવાથી ડરતા રહેવું, (૩) ઈમાનથી મહરૂમ કરનાર ચીજોથી દૂર રહેવું, (૪) મુસલમાનો પર મહેરબાન રહેવું.

[૬]

## ઈમાનના અહકામ :

ઈમાનના અહકામ સાત છે : (૧) જાનથી, (૨) માલથી, (૩) તકલીફથી, (૪) બદગુમાનીથી, (૫) ધોકાથી, (૬) હંમેશા દોઝખી બનવાથી અમન દેવી, (૭) જન્નતે લઈ જવું.

[૭]

## ઈમાનના વાજિબ :

ઈમાનના બાર વાજિબો છે : (૧) બિદઅતથી બચવું, (૨) નેક લોકોની સુહબતમાં રહેવું, (૩) ખરાબ લોકોથી દૂર રહેવું, (૪) સ્વજનોને દીનની તા'લીમ આપવી, (૫) રિશ્તેદારો સાથે મેળ–મિલાપ રાખવો, (૬) બે ઝઘડતા મુસલમાનોમાં સુલેહ કરાવવી, (૭) યતીમોથી મુહબ્બત કરવી, (૮) ગરીબો પર રહમ કરવી, (૯) તરસ્યાંને પાણી પિવડાવવું, (૧૦) રસ્તેથી કાંટા, પથ્થર, ગંદકી દૂર કરવી, (૧૧) બીમારનાં ખબર–અંતર પૂછવા, (૧૨) મય્યિતને નવડાવવું.

[૮]

## ઈસ્લામના ફર્ઝ :

અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પેરવીને ઈસ્લામ કહે છે.

ઈસ્લામના પાંચ ફર્ઝ છે : (૧) કલિમ-એ-શહાદત, (૨) નમાઝ, (૩) રોઝા, (૪) ઝકાત, (૫) હજ્જ.

[૯]

## ઈસ્લામના વાજિબ :

ઈસ્લામના છ વાજિબ છે : (૧) વિત્ર, (૨) ફિત્ર, (૩) કુર્બાની, (૪) મા–બાપની પેરવી, (૫) અવરતે શવહરની તાબેદારી કરવી, (૬) મહરમનું ભરણપોષણ કરવું.

[૧૦]

## ઈસ્લામની સુન્નતો :

ઈસ્લામની નવ સુન્નતો છે :(૧) ખત્ના કરાવવી, (૨) માથાના વાળ કઢાવવા, (૩) નાકના વાળ, (૪) મૂંછના વાળ, (૫) બગલના વાળ અને (૬) દૂંટી નીચેના વાળ કાઢવા, (૭) નખ કાપવા, (૮) દાઢી રાખવી, (૯) ઉમરહ કરવું. ('ઝરૂરતુલ મુસ્લિમીન')

## ઈમાને મુજમલ:

اٰمَنْتُ بِاللّٰهِ كَمَا هُوَ بِاَسْمَآئِهٖ وَصِفَاتِهٖ
وَقَبِلْتُ جَمِيْعَ اَحْكَامِهٖ ط



## ઈમાને મુફસ્સલ:

اٰمَنْتُ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ
وَالْـيَوْمِ الْاٰخِرِ، وَالْقَدْرِ خَيْرِهٖ وَشَرِّهٖ
مِنَ اللّٰهِ تَعَالٰى، وَالْبَعْثِ بَعْدَ الْمَوْتِ ط



# પ્રકરણ-૫

# જનાઝાની નમાઝ

[૧]

## નિય્યત

દિલમાં ઈરાદો કરે કે હું અલ્લાહના માટે (આ જનાઝાની) નમાઝ આ ઈમામની પાછળ પઢું છું અને મય્યિત માટે દુઆ કરું છું.

[૨]

## પહેલી તકબીર

ત્યાર બાદ ઈમામ જોરથી અને મુકતદી ધીમેથી તકબીર કહે અને બન્ને હાથ કાનો સુધી ઉઠાવીને દૂંટીથી નીચે બાંધી લે.

જનાઝાની નમાઝમાં ચાર વખત "અલ્લાહુ અકબર" કહેવું ફર્ઝ છે. (હર વખતે "અલ્લાહુ અકબર" કહેવું એક રકા'તના કાયમ મુકામ સમજવામાં આવે છે.)

પહેલી તકબીર પછી હાથ બાંધીને પઢે :

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ وَتَبَارَكَ اسْمُكَ

હે અલ્લાહ ! અમે તારી પવિત્રતાનો ઈકરાર કરીએ છીએ અને તારી તારીફ બયાન કરીએ છીએ અને તારું નામ ઘણું જ બરકતવંત છે.

وَتَعَالٰى جَدُّكَ وَجَلَّ ثَنَاءُكَ وَلَآ اِلٰهَ غَيْرُكَ ط

અને તારી બુઝુર્ગી અતિ ઉચ્ચતર છે અને તારા વખાણ મહાનત્મ છે અને તારા સિવાય કોઈ મા'બૂદ નથી.

[૩]

## બીજી તકબીર

ઈમામ જોરથી અને મુકતદી ધીમેથી હાથ ઉઠાવ્યા વગર બીજી તકબીર કહે. ત્યાર બાદ ઈમામ તથા મુકતદી દુરૂદે ઈબ્રાહીમ ધીમેથી પઢે.

[૪]

## ત્રીજી તકબીર

એ પછી (બીજી તકબીરની જેમ) ત્રીજી તકબીર કહે. જો બાલિગ મર્દ અથવા બાલિગ અવરતનો જનાઝો હોય તો ઈમામ અને મુકતદી ધીમેથી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اغْفِرْ لِحَيِّنَا وَمَيِّتِنَا وَشَاهِدِنَا وَغَائِبِنَا

હે અલ્લાહ ! અમારા જીવંત અને મૃત લોકો
તથા હાજર અને ગાયબ લોકો

وَصَغِيْرِنَا وَكَبِيْرِنَا وَذَكَرِنَا وَاُنْثَانَا

તથા નાનેરાઓ અને મોટેરાઓ તેમજ પુરુષો અને સ્ત્રીઓને બખ્શી દે.

اَللّٰهُمَّ مَنْ اَحْيَيْتَهٗ مِنَّا فَاَحْيِهٖ عَلَى الْاِسْلَامِ ط

હે અલ્લાહ ! અમારામાંથી જેને તું જીવંત રાખે
તો એને તું ઈસ્લામ પર જીવંત રાખ

وَمَنْ تَوَفَّيْتَهٗ مِنَّا فَتَوَفَّهٗ عَلَى الْاِيْمَانِ ط

અને અમારામાંથી જેને તું વફાત દે તો એને તું ઈમાન પર વફાત દે.

[૫]

## બાળકની દુઆ

નાબાલિગ છોકરાનો જનાઝો હોય તો આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطًا وَّاجْعَلْهُ لَنَا اَجْرًا

હે અલ્લાહ ! આ બાળકને આગળ જઈને અમારી નજાત માટેનો સામાન કરનાર બનાવી દે અને એની જુદાઈની મુસીબતને અમારા માટે અજરકારક-

وَّذُخْرًا وَّاجْعَلْهُ لَنَا شَافِعًا وَّمُشَفَّعًا

અને સમય પર કામ આવનાર બનાવ અને અમારી સિફારિશ કરનાર તથા સિફારિશ મંજૂર કરેલ બનાવ.

[૬]

## બાળકીની દુઆ

નાબાલિગ છોકરીનો જનાઝો હોય તો આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْهَا لَنَا فَرَطًا وَّاجْعَلْهَا لَنَا اَجْرًا
وَّذُخْرًا وَّاجْعَلْهَا لَنَا شَافِعَةً وَّمُشَفَّعَةً

( નોટ : બાળકીની દુઆમાં માત્ર શબ્દોનો જ ફર્ક છે. અર્થમાં કોઈ ફર્ક નથી.)

[૭]

## ચોથી તકબીર

ત્યાર બાદ ઈમામ જોરથી અને મુકતદી ધીમેથી ચોથી તકબીર કહીને સલામ ફેરવી દે.

* * *

મય્યિતને કિબ્લા તરફથી કબરમાં ઉતારવી. મય્યિતને કબરમાં ઉતારતી વેળા આ દુઆ પઢવી :

بِسْمِ اللّٰهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ ط

અમે આ બંદાને અલ્લાહના પાક નામ સાથે અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરીકા અનુસાર દફન કરીએ છીએ.

મય્યિતને કબરમાં મૂકીને થોડીક જમણા પાસાભેર કિબ્લા તરફ કરી દેવી મસ્નૂન છે.

[૮]

## કબ્રસ્તાનમાં દાખલ થતી વેળા પઢવાની દુઆ

اَلسَّلَامُ عَلَيْكُمْ اَهْلَ الدِّيَارِ مِنَ الْمُؤْمِنِيْنَ
وَالْمُسْلِمِيْنَ

સલામ થાય તમારા ઉપર આ સ્થળે આરામ કરનાર હે મુઅમિનો અને મુસલમાનો !

وَاِنَّآ اِنْ شَآءَ اللّٰهُ بِكُمْ لَاحِقُوْنَ ط

અને અમે ઈન્શાઅલ્લાહ તમને આવી મળીશું.

نَسْئَلُ اللّٰهَ لَنَا وَلَكُمُ الْعَافِيَةَ ط

અમે સ્વજાત માટે અને તમારા માટે આફિયતની દુઆ કરીએ છીએ. ('ઝરૂરતુલ મુસ્લિમીન')

[૯]

## મય્યિતને કબરમાં મૂકતી વખતે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ ط

અર્થ : હું આ (મય્યિત)ને અલ્લાહ તઆલાનું નામ લઈને અને અલ્લાહ તઆલાની મદદ સાથે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મઝહબ (દીન) ઉપર કબરમાં મૂકું છું.

('હિસ્ને હસીન')

[૧૦]

## કબરમાં માટી નાખતી વેળા પઢવાની દુઆ

દરેક માણસે પોતાના બંને હાથોમાં માટી લઈને ત્રણ વાર કબરમાં નાખવી. પહેલી વાર માટી નાખતી વેળા આ પઢે :

مِنْهَا خَلَقْنٰكُمْ ط

આ માટીમાંથી જ અમે તમારું સર્જન કર્યું છે.

બીજીવાર માટી નાખતી વેળા પઢે :

وَفِيۡهَا نُعِيۡدُكُمۡ ط

અને એમાં જ અમે તમને પાછા લાવીશું.

અને ત્રીજીવાર માટી નાખતી વેળા પઢે :

وَمِنۡهَا نُخۡرِجُكُمۡ تَارَةً اُخۡرٰى ط

અને એમાંથી જ અમે તમને ફરીવાર ઉઠાવીશું.



## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيۡتَ عَلٰٓى اِبۡرَاهِيۡمَ وَعَلٰٓى اٰلِ
اِبۡرَاهِيۡمَ اِنَّكَ حَمِيۡدٌ مَّجِيۡدٌ ط اَللّٰهُمَّ بَارِكۡ
عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكۡتَ
عَلٰٓى اِبۡرَاهِيۡمَ وَعَلٰٓى اٰلِ اِبۡرَاهِيۡمَ
اِنَّكَ حَمِيۡدٌ مَّجِيۡدٌ ط



# પ્રકરણ-૬

## ખાસ-ખાસ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ
وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِّلْاَ السَّمٰوٰتِ
وَمِلْاَ الْاَرْضِ وَمِلْاَ الْعَرْشِ الْعَظِيْمِ ط

• • •

جَزَى اللّٰهُ عَنَّا سَيِّدَنَا مُحَمَّدًا بِمَا هُوَ اَهْلُهٗ ط

• • •

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ
عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط
اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ
عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

## સલામના શબ્દો

اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ، اَشْهَدُ
اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُاللّٰهِ
وَرَسُوْلُهٗ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَاالنَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ
وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ ط

## રહમત અને મગફિરત

قُلْ يٰعِبَادِيَ الَّذِيْنَ اَسْرَفُوْا عَلٰٓى اَنْفُسِهِمْ لَا تَقْنَطُوْا
مِنْ رَّحْمَةِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ يَغْفِرُ الذُّنُوْبَ جَمِيْعًا ؕ
اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿٥٣﴾ (الزمر ٣٩:٥٣)

(સૂરએ ઝુમુર, આયત : ૫૩)

(હે નબી સલ. !) "આપ ફરમાવી દો કે, હે મારા બંદાઓ ! જેમણે પોતાના ઉપર ઝિયાદતી–ઝુલ્મ કર્યો છે, તમે અલ્લાહ તઆલાની રહમતથી નાઉમ્મીદ ન થાઓ. ખરેખર, અલ્લાહ તઆલા તમામ ગુનાહોને માફ ફરમાવી દેશે. બેશક, તે ઘણો બખ્શવાવાળો અને ઘણી વિશાળ રહમતવાળો છે."

નોંધ : આ તમામ દુઆઓને પૂરા દિલથી અને યકીનની સાથે પઢવામાં આવશે તો ઈન્શાઅલ્લાહુ તઆલા જરૂર ફાયદો થશે.

દુઆઓના અર્થ અને ભાવાર્થ નજર સમક્ષ રાખીને તમામ દુઆઓ પઢવાનો ખાસ ઈહતિમામ (પ્રબંધ) કરવો જોઈએ.
(નોટ : દુઆ માંગતા પહેલાં દુઆની આગળ-પાછળ દુરૂદ શરીફ અચૂક-અવશ્ય પઢવું.)

## સિત્તેર બલાઓ–મુસીબતોથી હિફાઝત

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ ફજરની નમાઝ પછી સાત (૭) વાર આ (નીચે દર્શાવેલા કલિમાત) પઢી લેશે, તો તે માણસ સિત્તેર (૭૦) બલાઓ અને મુસીબતોથી મહફૂઝ (સુરક્ષિત) રહેશે :

لَاحَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ وَلَا حِيْلَةَ وَلَا اِحْتِيَالَ
وَلَا مَنْجَاَ وَلَا مَلْجَاَ مِنَ اللّٰهِ اِلَّا اِلَيْهِ ط

અર્થ :અલ્લાહ(ની મદદ, હિફાઝત અને તવફીક) સિવાય (કોઈ વ્યક્તિમાં ગુનાહથી બચવાની) કશી જ તાકાત કે હિંમત નથી અને (કોઈ વ્યક્તિમાં નેકી કરવાની કશી જ શક્તિ કે કુદરત નથી અને (અલ્લાહની મદદ સિવાય કોઈ વ્યક્તિને તેની) કોઈ પણ યુક્તિ અને ઉપાય (ખપકારક) નથી, અને અલ્લાહ સિવાય ન તો કોઈ મુક્તિસ્થાન છે અને ન તો કોઈ આશ્રયસ્થાન.

(કન્ઝુલ ઉમ્માલ: ૨/૧૪૪, ઈમામ તબરાની (રહ.)કૃત અદુઆઅ: ૨/૧૧૦૦, અદુઆઉલ મસ્નૂન : ૧૮૧)

## ઉપયોગી દુઆ

રક્તપિત્ત યા અન્ય કોઈ મહા ભયંકર અને વિનાશકારક બીમારી ધરાવનાર માણસ સાથે ખાણું ખાય તો આ દુઆ પઢે :

بِسْمِ اللّٰهِ ثِقَةً بِاللّٰهِ وَتَوَكُّلًا عَلَيْهِ ط

અર્થ : હું અલ્લાહના નામની સાથે, તેના પર શ્રદ્ધા–વિશ્વાસ અને ભરોસો કરીને ખાણું ખાઈ રહ્યો છું.

(અલ્ મુસ્તદરક લિલ્ હાકિમ : ૪/૧૫૨)

## દરેક ચીજની બુરાઈથી બચવાનો ઉપાય

(હદીષ) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "જ્યારે કોઈ બંદો બિસ્તર પર સૂતી વખતે 'બિસ્મિલ્લાહ' કહે છે અને પછી સૂરએ ફાતિહા પઢે છે, તો તે જિન્નાત અને ઈન્સાન, બલકે દરેક ચીજની બુરાઈ અને શરારતથી મહફૂઝ થઈ જાય છે."

(મજ્મઉઝ્ઝવાઈદ : ૧/૧૨૧, અલ્લામહ ઈબ્ને કય્યિમ જવઝી રહ. કૃત "અલ્ વાબિલુસ્સય્યિબુ મિનલ્ કલિમતિત્તય્યિબિ"ની ઉર્દૂ આવૃત્તિ "અલ્લાહ કા ઝિક્ર" : ૯૩)

## વિવિધ બીમારીઓથી હિફાઝત

(હદીષ) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : " જે માણસ જુમ્અહની રાતે યા દિવસે "સૂરએ કહફ" પઢશે.....તો

તે બીમારીઓથી, સોજાથી, હૃદયની બીમારીઓથી, કોઢથી, રક્તપિત્તથી અને દજ્જાલથી મહફૂઝ રહેશે.''

(ઈહ્યાઉલ ઉલૂમ, ઈત્તિહાફુસ્સાદહ : ૩/૨૯૩, શમાઈલે કુબ્રા : ૮/૩૦૦)

## તમામ બલાઓ અને મુસીબતોથી હિફાઝત

(હદીષ) હઝરત અબ્દુલ્લાહ બિન હબીબ (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : સવારે અને સાંજે ત્રણ–ત્રણ વાર સૂરએ ઈખ્લાસ, સૂરએ ફલક અને સૂરએ નાસ પઢયા કરો–આ અમલથી બધી જ બલાઓ અને મુસીબતો (આપત્તિ–વિપત્તિઓ)થી હિફાઝત થશે.

(અબૂ દાવૂદ : ૬૯૩, તિરમિઝી, નસાઈ, ઈબ્નુસ્સુન્ની : ૮૧, અદુઆઉલ્ મસ્નૂન : ૨૨૭)

## પયગામે રબ્બાની બંદાની કસોટી

અલ્લાહ તરફથી બંદાઓનું ઈમ્તિહાન લેવાનો હેતુ બંદાનો શુક્ર અને સબ્ર બીજાઓને જણાવવાનો અને બંદાની ઈઝઝત, બુઝુર્ગી અને દરજ્જો જતાવવાનો છે.....

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

وَلَنَبْلُوَنَّكُمْ بِشَيْءٍ مِّنَ الْخَوْفِ وَالْجُوْعِ وَنَقْصٍ مِّنَ الْاَمْوَالِ
وَالْاَنْفُسِ وَالثَّمَرٰتِ ؕ وَبَشِّرِ الصّٰبِرِيْنَ ﴿١٥٥﴾ الَّذِيْنَ اِذَآ
اَصَابَتْهُمْ مُّصِيْبَةٌ ۙ قَالُوْٓا اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾

أُولَٰٓئِكَ عَلَيۡهِمۡ صَلَوَٰتٞ مِّن رَّبِّهِمۡ وَرَحۡمَةٞۖ وَأُولَٰٓئِكَ هُمُ
ٱلۡمُهۡتَدُونَ ١٥٧ (البقرة ٢:١٥٥-١٥٧)

અર્થ : અને અવશ્ય અમે તમારી કંઈક ભયથી તથા ભૂખથી અને જાન, માલ તેમજ ફળોના નુકસાનથી આઝમાઈશ કરીશું, અને તમે (આ આઝમાઈશમાં પૂરા ઊતરનાર) ધીરજવાનોને ખુશખબરી સંભળાવી દો, (જેઓની આ ટેવ છે) કે જ્યારે તેઓને કોઈ મુસીબત પહોંચે છે ત્યારે તેઓ કહે છે : બેશક, અમે તો (માલ–અવલાદ સહિત) અલ્લાહના જ છીએ અને અમે સઘળા (આખરે) તેની જ તરફ પાછા ફરનાર છીએ. (તે ખુશખબરી આ છે કે) એવા જ લોકો પર તેઓના પરવરદિગાર તરફથી ખાસ બખ્શિશો અને રહમત છે, અને એ જ લોકો સીધો માર્ગ પામેલા છે.

(સૂરએ બકરહ : ૧૫૫-૧૫૬-૧૫૭)

અલ્લાહ તબારક વ તઆલા કેટલીક રૂએ બંદાઓનું ઈમ્તિહાન લે છે. અલ્લાહ તરફથી બંદાઓનું ઈમ્તિહાન લેવાનો હેતુ માનવંત ઉલમાએ કિરામે આ જણાવ્યો છે કે, ઈમ્તિહાન આપનાર બંદાનો શુક્ર અને સબ્ર બીજાઓને જણાવવાનો મકસદ છે અને એ બંદાની ઈઝઝત, બુઝુર્ગી અને દરજ્જો જતાવવાનો પણ હેતુ છે, જો તે સાલિહ હોય. જો બંદો મુજરિમ અને ગુનેહગાર હોય તો તેના માટે તે પોતે પણ પોતાને મુજરિમ લેખાવે.

આયતે શરીફહમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે તમારા સબ્રની કસોટી કરીશું. કદીક તો દુશ્મન દ્વારા તમને તબાહો-

બરબાદ કરી દેવાનો ખતરો, ક્યારેક વિરોધીઓ તરફથી જાતજાતના અંદેશાઓ, ક્યારેક તંગદસ્તી, ભૂખમરા વડે સપડાવીને, ક્યારેક માલ–અસ્બાબ, ધન–દોલત, મકાન–જાયદાદમાં ખોટ અને નુકસાન દ્વારા, ક્યારેક ખેતીવાડી, ફળ અને બગીચા વગેરેમાં નુકસાનથી, તો વળી, ક્યારેક જાતજાતની બીમારીઓ–પ્રકાર પ્રકારના રોગ, પોતાના કુટુંબીજનો અને સગાં–સ્નેહીઓની વફાત. મા–બાપના છાંયડા અને આશરાથી મહરૂમી, નૂરે નઝર–પોતાના લખ્તે જિગરનો અકસ્માત અથવા ગમ વગેરે દ્વારા અજમાવીશું. જે કોઈ આ કસોટીમાં સફળ રહેશે તેમના માટે રહમત અને ઈનાયત છે.

મુસીબત વેળા માણસ શું કરે ? આયતે શરીફહથી બે રીતો બતાવવામાં આવી છે :

(૧) વાણી અને વર્તન દ્વારા....

إِنَّا لِلَّهِ وَإِنَّا إِلَيْهِ رَاجِعُونَ ﴿١٥٦﴾ (البقرة ٢: ١٥٦)

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન....પઢે, કારણ કે શયતાન માણસને અર્થ વિનાની અને લાભ–ફાયદા વિનાની વાતોમાં મશગૂલ અને ગરકાવ રાખવા ઈચ્છતો હોય છે. ખાસ કરીને ઉપર જણાવેલ પ્રસંગો કે હાલતોમાં. વળી, આમાં ફુઝૂલખર્ચીથી બચવું એ પણ છે, અજર અને સવાબ પણ. વળી, શયતાનની માયૂસીનું કારણ પણ....

અને બીજા લોકો તેને પઢતાં અથવા સાંભળતાં જ્યારે ઈત્તિબાઅ અને ઈક્તિદા કરે.

(૨) એ'તિકાદની રીત :

આમ વિચારે કે અમે સૌ અલ્લાહ તઆલાના બંદા છીએ અને તેની મખ્લૂક છીએ. તે અમારો માલિક અને મુખ્તાર છે. માલિકને આ હક પ્રાપ્ય છે કે તે મરજી પડે એ રીતે ફેરફાર કે હસ્તક્ષેપ કરે, ચાહે તો અમારા હાથમાં કે કબજામાં રાખે, ચાહે તો લઈ લે. જો અમારી પાસે છે તો તેનો ફઝલ છે. લઈ લીધું તો અમારા માટે (આખિરતમાં) ઝખીરો છે. જીવતા રહ્યા તો રિઝક તેના શિરે છે. મરી ગયા તો તેની પાસે તો જવાનું જ છે, કારણ કે વતન આ દુનિયા નહીં, આખિરત છે. આમ છે તો પછી આપણે ફરિયાદ અને કલ્પાંત શા માટે કરીએ ? જો મુસીબતથી છુટકારો મળી શકે છે તો સબ્ર અને સહનશીલતા દ્વારા જ મળી શકે છે.

પયગમ્બર હઝરત સુલયમાન અલયહિસ્સલામના જમાનામાં એક શખ્સે સુંદર તથા સૂરીલી અવાજવાળું પક્ષી ખરીદયું. લાંબા સમય સુધી તે તેના મધૂર અવાજની મજા માણતો રહ્યો. એક દિવસે બીજું એક પક્ષી તેના પીંજરા પાસે આવ્યું અને આ પક્ષીને કશુંક કહીને ઊડી ગયું. પેલા પક્ષીએ તેજ દિવસથી બોલવા–ગાવાનું તદન બંધ કરી દીધું. પેલા માણસે હઝરત સુલયમાન અલયહિસ્સલામ પાસે જઈ આ બાબતની શિકાયત કરી. હઝરત સુલયમાન (અલૈ.)એ પક્ષીને આમ કરવાનું કારણ પૂછયું. તેણે ખુલાસો કર્યો કે આ પાંજરામાં કેદ થઈ હું મારાં સગાં–વહાલાં અને દોસ્તો તથા અહબાબને યાદ કરી રડયા કરતું હતું. આ રીતના મારા અવાજને તે ઘણો પસંદ કરતો હતો. પેલા પક્ષીએ મારી પાસે આવી મને સમજ પાડી કે,

તું તદન ખામોશ બની જા, કારણ કે જ્યાં સુધી તું આમ રડયા કરીશ તો આ માણસ આપણી ભાષા તો સમજતો નથી. આમ રુદનનો અવાજ તેને ઘણો ગમે છે. આ કારણે મેં હવેથી બોલવાનું બંધ કરી દીધું છે. હઝરત સુલયમાન (અલૈ.)એ એ પક્ષીને આઝાદ કરાવી દીધું અને ફરમાવ્યું કે તું રડતું રહ્યું ત્યાં સુધી કેદમાં રહ્યું. રડવાનું બંધ કરાવીને અલ્લાહ તઆલાએ તારા છુટકારાનું નિમિત્ત–કારણ બનાવ્યું.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા રદિયલ્લાહુ અન્હા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈરશાદ નકલ કરે છે કે, જે કોઈ શખ્સ મુસીબત વેળા....

اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾

اَللّٰهُمَّ اَجِرْنِىْ فِىْ مُصِيْبَتِىْ وَاخْلُفْ لِىْ خَيْرًا مِّنْهَا ط

અર્થ : (બેશક, અમે અલ્લાહની જ મિલ્કિયત છીએ અને અમે તેની જ તરફ પાછા ફરવાના છીએ. હે અલ્લાહ ! મને મારી મુસીબતમાં અજર અતા ફરમાવ અને મને તેના બદલામાં એનાથી બેહતર ચીજ અતા ફરમાવ).... પઢે છે, તો અલ્લાહ તઆલા તેને અજરો–સવાબ અતા ફરમાવે છે અને જતી રહેલી વસ્તુનો બેહતરીન બદલો પણ અતા ફરમાવે છે.

(મુસ્લિમ : ૨/૬૩૨)

હદીસ : હઝરત હુસૈન બિન અલી (રદિ.)થી રિવાયત છે કે, મુસીબતમાં સપડાયેલ માણસ પોતાની મુસીબત યાદ કરીને...

اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾ (البقرة٢:١٥٦)

ઈન્ના લિલ્લાહ.....પઢે છે. તો દરેક વેળા

اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾ (البقرة٢:١٥٦)

ઈન્ના લિલ્લાહ....પઢવા બદલ એટલો જ અજરો–સવાબ આપે છે, જેટલો મુસીબત આવવાના પ્રથમ દિવસે પઢવા બદલ અજરો–સવાબ આપવામાં આવ્યો હતો. (મઆરિફુલ હદીસ)

## હમ્દનું ઘર

હદીષ : માનવંત સહાબી હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે કોઈકનું બાળક વફાત પામે તો અલ્લાહ તઆલા મલકુલ મૌતને પૂછે છે કે, તેં મારા બંદાના નૂરે નઝર (વહાલા બાળક)ની રૂહ કબ્ઝ કરી, મારો બંદો શું બોલ્યો ? ફરિશ્તા અરજ કરે છે કે, યા અલ્લાહ ! એ તારા બંદાએ તારી હમ્દો–સના કરી અને......

اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾ (البقرة٢:١٥٦)

ઈન્ના લિલ્લાહ....પઢયું. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મારા એ બંદા માટે જન્નતમાં એક મકાન તૈયાર કરો અને તેનું નામ ''બયતુલ હમ્દ'' (હમ્દનું ઘર) રાખો.

(તિર્મિઝી શરીફ, મુસ્નદે અહમદ, ઈબ્ને હિબ્બાન)

## હાફિઝે કુર્આનની દાવત કરવાનો સવાબ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી બયાન કરે છે :

مَنْ دَعَا صَاحِبَ الْقُرْاٰنِ اِلٰى طَعَامِهٖ وَسَقَاهُ مِنْ شَرَابِهٖ لِفَضْلِ الْقُرْاٰنِ اَعْطَاهُ اللّٰهُ عَزَّوَجَلَّ بِكُلِّ حَرْفٍ فِيْ جَوْفِهٖ عَشْرَ حَسَنَاتٍ وَّمَحٰى عَنْهُ عَشْرَ سَيِّئَاتٍ وَّرَفَعَ لَهٗ عَشْرَ دَرَجَاتٍ ط فَاِذَا كَانَ يَوْمُ الْقِيَامَةِ يَقُوْلُ اللّٰهُ: اِيَّاىَ كَرَّمْتَ وَكَفٰى بِهٖ مُثِيْبًا ط

અર્થ : જે માણસે કુર્આને મજીદની ફઝીલતના કારણે ખાણી-પીણી દ્વારા હાફિઝે કુર્આનનો સત્કાર કર્યો (એટલે કે હાફિઝે કુર્આનની દાવત કરી) તો અલ્લાહ તઆલા તે (દાવત કરનાર વ્યક્તિ)ને હાફિઝે કુર્આનના દિલમાં મોજૂદ દરેક હર્ફ (અક્ષર)ના બદલામાં દસ નેકીઓ અતા ફરમાવે છે અને તેના દસ ગુનાહ માફ ફરમાવે છે અને તેના દસ દરજાત બુલંદ ફરમાવે છે. પછી જ્યારે કિયામતનો દિવસ (કાયમ) થશે, તો અલ્લાહ તઆલા ફરમાવશે : તેં મારા કારણે તેની ઈઝઝત કરી છે, જેથી તારા આદર અને સત્કારનો બદલો આપવામાં હું કાફી છું.

(મુસ્નદે ફિરદૌસ : ૩/૧૫૫, હદીષ ક્રમાંક : ૫૭૨૪, સંદર્ભ : મવલાના ઈમ્દાદુલ્લાહ અનવર કૃત : "ફઝાઈલે હિફઝુલ કુર્આન" : ૫૪)

## વિવરણ અને વિશ્લેષણ

કુર્આને મજીદમાં આવેલા અક્ષરોની કુલ સંખ્યા ૩,૨૩,૬૭૧ (ત્રણ લાખ, તેવીસ હજાર, છસો, ઈકોતેર) દર્શાવાઈ છે(તફસીરે ઈત્કાન : ૧૦૦)....

આ વિવરણ, વિગત અને આંકડાકીય માહિતી અનુસાર હાફિઝે કુર્આનની દાવત કરનાર વ્યક્તિને ૩૨,૩૬,૭૧૦ (બત્રીસ લાખ, છત્રીસ હજાર, સાત સો દસ) નેકીઓ મળશે, તેના ૩૨,૩૬,૭૧૦ ગુનાહ માફ થશે અને તેના ૩૨,૩૬,૭૧૦ દરજાત બુલંદ કરાશે. તદ્ઉપરાંત, અલ્લાહ તઆલા તરફથી સત્કાર અને આદરરૂપે જે બદલો મળશે, તે તો છોગામાં- વધારામાં !

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط



اَسْتَغْفِرُ اللّٰهَ الْعَظِيْمَ

وَاَتُوْبُ اِلَيْهِ ط

## નમાઝમાં એક હર્ફની તિલાવત કરવા બદલ અઢળક સવાબ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ અલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસ અલ્લાહની કિતાબમાંથી એક હર્ફ (એક અક્ષર) કુર્આને મજીદમાં જોયા વિના (માત્ર યાદથી) સાંભળશે, તો તેના માટે દસ (૧૦) નેકીઓ લખવામાં આવશે અને તેના દસ (૧૦) ગુનાહ મિટાવવામાં આવશે અને તેના દસ (૧૦) દરજ્જા બુલંદ કરવામાં આવશેં અને જે માણસ કિતાબુલ્લાહનો એક હર્ફ નમાઝમાં બેસીને તિલાવત કરશે, તો તેના માટે પચાસ (૫૦) નેકીઓ લખવામા આવશે અને તેના પચાસ (૫૦) ગુનાહ મિટાવવામાં આવશે અને તેના પચાસ (૫૦) દરજાત બુલંદ કરવામાં આવશે અને જે માણસ કિતાબુલ્લાહનો એક હર્ફ નમાઝમાં ઊભા રહીને તિલાવત કરશે, તો તેના માટે સો (૧૦૦) નેકીઓ લખવામા આવશે અને તેના સો (૧૦૦) ગુનાહ મિટાવવામાં આવશે અને તેના સો (૧૦૦) દરજાત બુલંદ કરવામાં આવશે અને જેણે કુર્આને મજીદ પઢયું, પછી તેને ખતમ કર્યુ (એટલે કે મુકમ્મલ કુર્આન પઢયું), તો અલ્લાહ તઆલા કુર્આન ખતમ કરવાના સમયે તરત જ-તત્કાળ કબૂલ થનારી એક દુઆ લખી દે છે અથવા પછી (વિલંબથી) કબૂલ

થનારી એક દુઆ લખી દે છે.

(ઈબ્ને અદી ફિલ્ કામિલ, વલ બયહકી ફી શુઅબિલ ઈમાન, કન્ઝુલ ઉમ્માલ : ૧/૫૪૨, સંદર્ભ : મવલાના ઈમ્દાદુલ્લાહ અનવર કૃત : "ફઝાઈલે હિફઝુલ કુર્આન" : ૭૯)

## રાત્રે ૩૦ (ત્રીસ) આયતોની તિલાવત કરવા બદલ દરેક પ્રકારના નુકસાનથી હિફાઝત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ તઆલા અન્હુમાથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ અલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

مَنْ قَرَأَ ثَلَاثِيْنَ اٰيَةً فِيْ لَيْلَةٍ لَمْ يَضُرَّهُ تِلْكَ اللَّيْلَةَ سَبُعٌ ضَارٌّ وَلَا لِصٌّ طَارِقٌ وَعُوْفِيَ فِيْ نَفْسِهٖ وَأَهْلِهٖ وَمَالِهٖ حَتّٰى يُصْبِحَ ط

અર્થ : જે માણસે રાત્રે ૩૦ (ત્રીસ) આયતોની તિલાવત કરી, તો તેને એ રાત્રે કષ્ટદાયક કોઈ હિંસક પ્રાણી કષ્ટ પહોંચાડશે નહિ અને રાત્રે આવનાર કોઈ ચોર તેને તકલીફ પહોંચાડી શકશે નહિ અને તેને તેની પોતાની ઝાતમાં અને તેના પરિવારજનોમાં અને તેનાં માલ–દોલતમાં આફિયત અને સલામતી અર્પણ કરવામાં આવશે.

(રવાહુલ દયલમી ફી મુસ્નદિલ ફિરદૌસ, કન્ઝુલ ઉમ્માલ : ૧/૫૩૭, સંદર્ભ : મવલાના ઈમ્દાદુલ્લાહ અનવર કૃત : "ફઝાઈલે હિફઝુલ કુર્આન" : ૬૦)

● ● ●

હઝરત શદ્દાદ બિન ઔસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "જ્યારે કોઈ મુસ્લિમ વ્યક્તિ બિસ્તર પર (સૂતી વખતે) કુર્આને મજીદની કોઈ પણ સૂરત પઢી લે છે, તો અલ્લાહ તઆલા તેની હિફાઝત માટે એક ફરિશ્તો નિયુક્ત ફરમાવી દે છે અને એના જાગૃત થતાં સુધી (સવારે ઉઠતાં સુધી) કોઈ કષ્ટદાયક ચીજ તેની નજીક પણ આવતી નથી."

(તિરમિઝી શરીફ : ૩૪૦૭)

## બૂરા અખ્લાક, બૂરા આ'માલ, બૂરી ખ્વાહિશો અને બૂરી બીમારીઓથી પનાહ માંગવાની દુઆ

હઝરત ઝિયાદ બિન અલાકહ (રહ.)ના કાકા કહે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

اَللّٰهُمَّ اِنِّيْٓ اَعُوْذُ بِكَ مِنْ مُّنْكَرَاتِ الْاَخْلَاقِ
وَالْاَعْمَالِ وَالْاَهْوَاءِ وَالْاَدْوَاءِ ط

અર્થ : હે અલ્લાહ ! હું બુરા અખ્લાક, બૂરા આ'માલ, બૂરી ખ્વાહિશો અને બૂરી બીમારીઓથી તારી પનાહ ચાહું છું.

(તિરમિઝી, તબરાની, હાકિમ, સંદર્ભ : કિતાબુદ્દુઆઅ્ : ૧૨૫)

## શિર દર્દ, તાવ અને દરેક પ્રકારની તકલીફ વખતે પઢવાની દુઆ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક પ્રકારની તકલીફ અને તાવથી નજાત માટે તેમને આ દુઆ પઢવાની તા'લીમ ફરમાવતા હતા :

بِسْمِ اللّٰهِ الْكَبِيْرِ، نَعُوْذُ بِاللّٰهِ الْعَظِيْمِ،
مِنْ شَرِّ عِرْقٍ نَّعَّارٍ وَّمِنْ شَرِّ حَرِّ النَّارِ ط

અર્થ : અલ્લાહ તઆલાના નામથી શરૂ કરું છું, જે ઘણો મોટો છે, અમે દરેક ઠેસ મારતી નસની બુરાઈથી તથા આગની ગરમીની બુરાઈથી અલ્લાહ તઆલાની પનાહ ચાહિએ છીએ.

(ઈબ્નુસ્સુન્ની કૃત અમલુલ યવ્મ– ૫૭૧, સુનને તિરમિઝી–૨૦૭૫, ઈબ્ને માજહ : ૩૫૨૬)

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ
وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِّلْأَ السَّمٰوٰتِ
وَمِلْأَ الْاَرْضِ وَمِلْأَ الْعَرْشِ الْعَظِيْمِ ط

# બીમારીઓનો નબવી ઉપચાર

## હાનિકારક ખાણી-પીણીથી હિફાઝત માટે દુઆ

ઈમામ બુખારી (રહ.)એ પોતાની તારીખમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે જે માણસ આ (નીચે દર્શાવેલા) કલિમાત ખાણું મૂકતી વખતે (અને ખાણું ખાતી વખતે) પઢી લેશે, તો તે એ ખાણાના નુકસાનથી મહફૂઝ રહેશે. તે કલિમાત આ પ્રમાણે છે :

بِسْمِ اللّٰهِ خَيْرِ الْاَسْمَآءِ فِي الْاَرْضِ وَفِي السَّمَآءِ لَا يَضُرُّ مَعَ اسْمِهٖ دَآءٌ اِجْعَلْ فِيْهِ رَحْمَةً وَّشِفَآءً ط

બિસ્મિલ્લાહિ ખયરિલ્ અસ્માઈ ફિલ્ અર્દિ વ ફિસ્સમાઈ લા યદુર્રુ મઅસ્મિહી દાઉન્ ઈજ્અલ્ ફીહી રહમતંવ્ વ શિફાઆ.

અર્થ : અલ્લાહ તઆલાના નામથી શરૂ કરું છું, જેનું નામ પૃથ્વી અને આકાશોમાં તમામ નામોની તુલનામાં સર્વશ્રેષ્ઠ અને સર્વોત્તમ છે, તેના નામની સાથે કોઈ પણ બીમારી નુકસાન કરી શકતી નથી. (હે અલ્લાહ ! ) તું આ ખાણામાં રહમત અને શિફા મૂકી દે.

(અલ્ મવાહિબુલ લદુન્નિય્યહ : ૨/૧૫૮, શર્હુલ્ મવાહિબિલ્ લદુન્નિય્યહ : ૭/૧૧૧, સંદર્ભ : મહમૂદ નસ્સાર કૃત સિફતુ તઆમિંવ્ વ શરાબિન્નબિય્યિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મવલાના ખાલિદ મહમૂદ સા. અનૂદિત " નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કા ખાના ઔર પીના" : ૪૭)

## ઈસ્તિગફાર પહેલા પઢવું કે દુરૂદ શરીફ ?

હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.)ને કોઈકે પૂછયું કે, ઈસ્તિગફાર પહેલા પઢવું જોઈએ કે દુરૂદ શરીફ ? ફરમાવ્યું કે, પહેલાં ગંદા અને મેલા કપડા ધોવો છો કે અત્તર લગાવો છો ? આ જ કારણે પ્રથમ રૂહને ગુનાહોની ગંદકીઓથી ઈસ્તિગફાર દ્વારા પાક કરી લો, પછી દુરૂદ શરીફનું અત્તર લગાડો.

(મવલાના હકીમ મુ. અખ્તર સા. કૃત "વલિય્યુલ્લાહ બનાનેવાલે ચાર આ'માલ" : ૩૭)



## જ્યાં સુધી દુરૂદમાં મશ્ગૂલ, ફરિશ્તાઓ દુઆમાં મશ્ગૂલ

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

" કોઈ માણસ જ્યાં સુધી મારા પર દુરૂદ મોકલતો રહેશે, તો ફરિશ્તા ત્યાં સુધી તેના માટે રહમતની દુઆ કરતા રહેશે. (હવે) ચાહે તે ઓછું પઢે કે વધુ." (જિલાઉલ્ ઈફ્હામ : ૫૪)

હઝરત આમિર બિન રબીઅહ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુત્બહ આપી રહ્યા હતા અને ફરમાવી રહ્યા હતા કે, જે માણસ મારી ઉપર દુરૂદ મોકલશે તો ફરિશ્તા તેની ઉપર ત્યાં સુધી દુઆ અને દુરૂદ (રહમત) મોકલતા રહેશે, જ્યાં સુધી એ દુરૂદ પઢતો રહેશે, ચાહે તે ઓછું પઢે કે વધુ. (અલ્ કવલુલ્ બદીઅ્ : ૧૦૯)

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ؕ

# કયામતમાં કોનું પલ્લું ભારે હશે ?

"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" સાથે યાચવામાં આવેલી દુઆ રદ જતી નથી. કયામતના દિવસે ઉમ્મતે મુહમ્મદીયહના લોકોનાં નેકીઓનાં પલ્લાં ભારે હશે. આ જોઈ અન્ય ઉમ્મતના લોકો આશ્ચર્યથી પૂછશે કે આમ કેમ થયું હશે ? અમારાં પલ્લાં તો ભારે થતાં નથી, ઉમ્મતે મુહમ્મદીયહની આવી વિશેષતા શાને ? આ સાંભળીને તે ઉમ્મતોનાં આબરૂવંત પયગંબરો જવાબ દેશે, હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતના લોકો પોતાનું દરેક કામ શરૂ કરતાં પહેલાં ત્રણ વાર અલ્લાહ તઆલાનું બરકતવંત નામ લેતા. (અલ્લાહ, રહમાન, રહીમ) આ ત્રણ નામો એવાં બરકતવાળાં છે, કે જે પલ્લામાં એમને મૂકવામાં આવે તે ભારે થાય છે.

અલ્લાહ તઆલાએ "બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" રૂપી આ આયતમાં એવી તો બરકત મૂકી છે, કે દરેક બીમારી માટે એમાં શિફા છે, દવા ઈલાજને એ મદદરૂપ છે. દરિદ્રને ધનવાન કરે, દોઝખની આગથી બચાવે, શકલસૂરતને વિકૃત થતી બચાવે ને આકાશેથી ઉતરતી બલાથી પણ નજાત અપાવે ! જીવનમાં જે કોઈ એને અપનાવશે, પઢયા કરશે, આફતો–મુસીબતોથી ઈન્શા અલ્લાહ મુક્ત રહેશે.

"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" જે પઢતો રહે છે, તેને હંમેશનાં ખુશી (આનંદ) નસીબ થશે. (બિસ્મિલ્લાહનો મહિમા : ૭૨)



## બૂરી મોતથી બચવાનો નબવી નુસખો

હઝરત ઉસ્માન (રહ.) કહે છે કે, હઝરત હારિષહ બિન નો'માન (રદિ.)ની આંખની રોશની ખતમ થઈ ચૂકી હતી. તેઓએ પોતાની નમાઝની જગ્યાથી લઈ પોતાના રૂમના દરવાજા સુધી દોરડું બાંધી રાખ્યું હતું. જ્યારે દરવાજા પર કોઈ મિસ્કીન આવતો તો પોતાની ટોપલીમાં કંઈ લેતા અને દોરડાને પકડી દરવાજા સુધી જતા અને ખુદ પોતાના હાથથી મિસ્કીનને આપતા.

ઘરવાળાઓ તેમને કહેતા : તમારી જગ્યાએ અમે મિસ્કીનને આપી દઈશું. તેઓ ઘરવાળાઓને કહેતા : મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા છે કે, "મિસ્કીન-માંગનારને પોતાના હાથથી દેવું બૂરી મોતથી બચાવે છે."

(હયાતુસ્સહાબા : ૨/૨૩૪, બિખરે મોતી : ૧/૪૪)

• • •

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

• • •

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

# હદીષે કુદ્સી

હે મારા બંદાઓ....!

સઘળા વખાણ અલ્લાહ માટે જ છે, જે સર્વે (તમામ) જગતોનો પરવરદિગાર છે, જે ઘણો માયાળુ (અને) ખૂબ દયાળુ છે, તેના માટે જ બાદશાહત છે અને બધાં જ વખાણ તેના જ માટે છે. તે દરેક ચીજ પર તાકાત ધરાવનાર છે. હું ગવાહી આપું છું કે અલ્લાહની ઝાત સિવાય કોઈ બંદગીને લાયક નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી. આકાશ–પૃથ્વીને પોતાના કબજામાં રાખનાર છે, બધી જ મખ્લૂકનો તદબીર કરનાર સર્જનહાર છે. હું ગવાહી આપું છું કે ખરેખર આપણા આકા અને આપણા નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના બંદા અને અલ્લાહના પયગમ્બર છે. અલ્લાહે પોતાની મખ્લૂકમાંથી પસંદ કરેલ છે. અલ્લાહ તઆલાએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કુરઆન શરીફ અને તેના જેટલો (તેના જેવો) ઈલ્મ અર્પણ કર્યો છે અને ખાસ કરીને આપને જવામિઉલ કલિમ (સારગર્ભિત અને અર્થપૂર્ણ શબ્દો) અર્પણ ફરમાવ્યા અને સરળ-આસાન દીન આપ્યો અને પયગમ્બરીથી નવાજ્યા.

દુરૂદ નાઝિલ થાઓ, રહમત ઊતરે અલ્લાહ તરફથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉપર અને બધાં જ નબીઓ અને પયગમ્બરો પર અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આલ–અવલાદ પર અને આપની પૈરવી કરનાર તમામ નેક લોકો પર.

દુરૂદો-સલામ પછી, હે મુસલમાનો !

હું સૌને વસિય્યત-હુક્મ કરું છું, જાહેરમાં અને છૂપી રીતે અલ્લાહથી ડરતા રહો અને દરેક હાલતમાં અલ્લાહનું ધ્યાન રાખો. અલ્લાહ ફરમાવે છે : હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને દરેક માણસ એ જુએ કે તે કાલ (કિયામત) માટે શું મોકલી ચૂક્યો છે ? અને અલ્લાહથી ડરતા રહો. ખરેખર, તમે જે કંઈ કરો છો, તેની અલ્લાહને સંપૂર્ણ ખબર છે. (સૂરએ હશ્ર : ૧૮)

હે મુસલમાન ભાઈઓ...! ખરેખર, અલ્લાહ તઆલાએ તમામ ઈન્સાનો પર એહસાન ફરમાવ્યું છે, કે નેસ્તીથી હસ્તીમાં લાવ્યા (પેદા કર્યા) અને દરેક પ્રકારની નેઅમતો દ્વારા પરવરિશ કરી. પૃથ્વી પરની બધી જ નેઅમતો અલ્લાહે ઈન્સાન માટે પેદા ફરમાવી અને તમામની રોજીની જવાબદારી સ્વીકારી અને દરેકની હિફાઝત ફરમાવી અને જિંદગી માટેની જરૂરી–કિંમતી ચીજોની હિફાઝત ફરમાવી અને અલ્લાહે ભલાઈઓ અને સદનસીબનાં કામો આસાન કરી આપ્યાં.

ઉપરોક્ત સર્વે નેઅમતો અને મહાન એહસાનો છતાં અલ્લાહ તઆલા પોતાના બંદાઓને ચાહે છે અને પોતાની બુઝુર્ગી–ઉચ્ચ સ્થાન–કુદરત અને પોતાની મોટાઈ બતલાવે છે અને પોતાને સંપૂર્ણ પાલનહાર હોવાને સાબિત કરી બતાવે છે અને એક માત્ર પોતે જ બંદગીને લાયક હોવાને દલીલપૂર્વક સાબિત કરે છે અને મખ્લૂકમાં સૌથી બેપરવા અને સંપૂર્ણ તાકતવર હોવાને જાહેર કરે છે અને ઈન્સાનને જણાવે છે અને જાહેર કરે છે કે બધા જ ઈન્સાન અલ્લાહના ખૂબ જ મોહતાજ છે, જેથી અલ્લાહની જેવી કદર કરવી જોઈએ એવી કદર કરે અને પોતાની જવાબદારીઓ અદા કરે અને અલ્લાહની રૂહાની

તેમજ જાહેરી નેઅમતોનો ખૂબ શુક્ર અદા કરે. આવો... હે મો'મિનો ! આપણે આપણાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાન–હદીષે કુદ્સી વિશે ચિંતન મનન કરીએ.

ઈમામ મુસ્લિમ (રહ.)એ પોતાની કિતાબ ''સહીહ મુસ્લિમ શરીફ''માં હઝરત અબૂ ઝર ગિફારી (રદિ.)થી રિવાયત કરી છે કે આપણા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના પરવરદિગારથી રિવાયત ફરમાવે છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે :

હે મારા બંદાઓ..! મેં મારી ઝાત પર ઝુલ્મને હરામ ઠેરવ્યો છે અને ઝુલ્મને તમારા દરમિયાન (પરસ્પર) હરામ ઠેરવ્યો છે. હવે તમે પરસ્પર ઝુલ્મ ન કરો. હે મારા બંદાઓ..! તમે બધાજ ગુમરાહ (ભટકેલા) છો, તે લોકો સિવાય કે જેમને મેં સીધો માર્ગ (હિદાયત) દેખાડયો. હવે તમે મારી પાસે સીધા માર્ગની માંગણી કરો, હું તમને સીધો માર્ગ બતાવીશ. હે મારા બંદાઓ..! તમે સૌ ભૂખ્યા છો, તે લોકો સિવાય કે જેમને મેં ખાણું ખવડાવ્યું, હવે તમે મારાથી ખાણું માંગો, હું તમને ખાણું ખવડાવીશ. હે મારા બંદાઓ..! તમે સૌ નગ્ન–નિર્વસ્ત્ર છો, તે લોકો સિવાય કે જેમને મેં કપડાં પહેરાવ્યાં. હવે તમે મારાથી કપડાં માંગો, હું તમને કપડાં પહેરાવીશ. હે મારા બંદાઓ..! તમે રાત–દિવસ ગુનાહો કરો છો અને હું બધા જ ગુનાહો માફ કરું છું, તમે મારી પાસે ગુનાહોની માફી ચાહો, હું તમને માફ કરી આપીશ. હે મારા બંદાઓ ! તમે મારું કોઈ જાતનું નુકસાન કરી શકતા નથી અને તમે મને કોઈ જાતનો ફાયદો પહોંચાડી શકતા નથી. હે મારા બંદાઓ..! જો તમારામાંનો સૌથી પ્રથમ ઈન્સાન અને છેવટનો ઈન્સાન અને તમારા બધાં જ ઈન્સાનો અને તમારા બધાં જ

જિન્નાતો તમારા પૈકીના એક પરહેઝગારના દિલ પર ફરમાંબરદાર બની જાઓ તો તેનાંથી મારી બાદશાહતમાં કશો જ વધારો થશે નહિ અને હે મારા બંદાઓ..! જો તમારામાંનો સૌથી પ્રથમ ઈન્સાન અને છેવટનો ઈન્સાન અને તમારા બધાં જ ઈન્સાનો અને તમારા બધાં જ જિન્નાતો તમારા પૈકીના એક મોટા ગુનેહગારના દિલ પર ભેગા થઈ જાઓ તો તેનાંથી મારી બાદશાહતમાં કશી જ કમી થશે નહિ અને હે મારા બંદાઓ..! જો તમારામાંનો સૌથી પ્રથમ ઈન્સાન અને છેવટનો ઈન્સાન અને તમારા બધાં જ ઈન્સાનો અને તમારા બધાં જ જિન્નાતો એક જમીનમાં ઊભા થઈ જાઓ અને મારાથી માંગો તો હું દરેકની માંગણી મુજબ આપીશ અને તેમ આપવાથી મારી પાસે જે ખજાનાઓ છે તેમાંથી કંઈ પણ કમી થશે નહિ, જેમ કે સોયને સમંદરમાં નાંખીને ઉઠાવી લેવાથી સમંદરનાં પાણીમાં કંઈ કમી થતી નથી. હે મારા બંદાઓ..! ખરેખર, તમારા સારા અમલોને મેં તમારા માટે સંપૂર્ણ હિફાઝત સાથે ભેગા કરી રાખ્યા છે, તે અમલોનો પૂરેપૂરો બદલો (સવાબ) હું તમને આપીશ. જેઓ સારો બદલો પામે તો તેઓ અલ્લાહનો શુક્ર અદા કરે અને જેઓ સારા બદલા સિવાય (બુરો બદલો) પામે તો તેઓ પોતાની ઝાતને જ મલામત કરે.

હે મુસ્લિમો..! આ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીષ છે, જેમાં ખૂબ ચિંતન–મનન કરો, વિચાર કરો. કેવા સારા તરીકાથી અને અતિ સુંદર ભાષા વડે સમજાવ્યા છે. આપની સર્વોત્તમ વાણીમાં ખૂબ ચિંતન–મનન કરો, વિચાર કરો. ટૂંકી વાતો, પરંતુ ઘણાં અર્થ–ભાવાર્થને આવરી લેતી સુંદર વાણી છે. આપ સૌ અલ્લાહની પુકારમાં ખૂબ વિચાર કરો. તે

પુકાર બન્નેય જહાનના પાલનહાર તરફથી છે. જે પુકાર આપણને ખબરદાર કરે છે અને દિલોના અંદર સુધી પકડ કરે છે. હે ઈન્સાન..! તું કોણ છે ? અને તને કઈ ચીજથી પેદા કરવામાં આવ્યો ? અને તારી જિંદગી શું છે ? અને તારો માલ શું છે ?

આ આપણા સૌનો પાલનહાર રબ છે. તે બાદશાહોનો બાદશાહ છે. આકાશ-જમીનોને પકડી રાખનાર છે. તારી સાથે મુહબ્બત કરનાર છે અને પોતાની દરેક પ્રકારની નેઅમતો અર્પણ કરી તને ચાહે છે અને તને માનપૂર્વક પુકારે છે. ફરમાવે છે : હે મારા બંદાઓ..! હે મારા બંદાઓ..! હે મારા બંદાઓ..! તેમ દસ વખત (અનેકવાર) હદીષમાં માન–મુહબ્બત સાથે પુકારે છે. અને તું અલ્લાહથી બે ફિકર–ગફલતમાં છે અને તું તેની નેઅમતો અને એહસાનોનો ઈન્કાર કરે છે, ઠુકરાવે છે અને નેઅમતોનો સામનો નાફરમાનીઓ અને ગુનાહોથી કરે છે. શું તું પોતાની હકીકત ભૂલી ગયો ? અને તને તારા પરવરદિગારે તંદુરસ્તી, નેઅમતો, ગ્રહણશક્તિ, સમજદારી અને નવાં નવાં સંશોધનોની લાયકાત અને સફળતા તથા પ્રગતિ આપી, તેને તું ભૂલી ગયો ? અને તે રબને ભૂલી ગયો, જેણે તને પેદા કર્યો અને છેવટે તેના તરફ (મૃત્યુ પામીને) પાછા જવાનું છે.

આ સચોટ હદીષ વિશે ચિંતન–મનન કરો, જેથી અલ્લાહ તેની ઓળખ માટે આપણી સમજ–બુદ્ધિને ખૂબ ખોલી આપે. અને આપણે તેના મહાન મરતબા અને બુઝુર્ગીને ઓળખી શકીએ અને પોતાની ઝાતને, પોતાની કમઝોરીને અને પોતાની હાલતને જાણી શકીએ.

અલ્લાહ તઆલા ફરમાવે છે : હે મારા બંદાઓ..! મેં

ખરેખર ઝુલ્મને મારી ઝાત પર હરામ ઠેરવ્યો છે અને તમારા ઉપર આપસમાં ઝુલ્મ હરામ કર્યો છે. હવે તમે આપસમાં ઝુલ્મ ન કરો. ઝુલ્મ તે અન્યાય કરવો છે. અલ્લાહની ઝાત પાક છે. બુદ્ધિવાળો જાણકાર છે. તે કાયમ ઈન્સાફ–ન્યાય કરનાર છે. અલ્લાહની મહેરબાની અને અલ્લાહના ફઝલ અને એહસાનથી પોતે પોતાની ઉપર ઝુલ્મને અશક્ય કર્યો છે. કુરઆન શરીફમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે : " ખરેખર, અલ્લાહ તઆલા થોડો પણ ઝુલ્મ કરતા નથી અને જો કોઈ નેકી કરે તો અલ્લાહ તઆલા પોતાના તરફથી નેકીનો બદલો મહાન અને ડબલ આપે છે."(સૂરએ નિસાઅ્)

અલ્લાહની ઝાત દરેક ખામીઓથી પાક છે. તે કોઈનાથી ઉમ્મીદ નથી રાખતો અને કોઈનાથી ડરતો નથી અને કોઈનો મોહતાજ નથી, બલ્કે તે સમગ્ર મખ્લૂકથી બે–પરવા છે. દુનિયાની દરેક ચીજનો માલિક છે. દરેક ચીજ તેના કબજામાં છે, પરંતુ ઈન્સાન ખૂબ અજાણ–ઝુલ્મ કરનાર છે. અલ્લાહ તઆલાએ તમને તે સર્વે ચીજો અતા ફરમાવી જે તેનાથી તમે માંગી અને જો તમે અલ્લાહના એહસાન અને નેઅમતોની ગણતરી કરવા ચાહો તો ગણતરી કરી શકશો નહિ. ઈન્સાન ખરેખર ઝુલ્મ કરનાર–નાશુક્રો છે.(સૂરએ ઈબ્રાહીમ). ઈન્સાન ખૂબ લોભિયો છે. એવી જાણ મેળવવાની કોશિશ કરે છે કે જેને પ્રાપ્ત કરવાની તેમાં શક્તિ નથી. અત્યાચાર અને જોર ઝુલ્મને પસંદ કરે છે. અલ્લાહ સિવાય અન્યથી ડરે છે. અને અન્યનો મોહતાજ બને છે. ઝુલ્મ ઈન્સાનની આદત છે. ખરેખર, ઈન્સાન ખૂબ ઝુલ્મ કરનાર અને મોટો નાશુક્રગુઝાર છે.

અને ઝુલ્મ ખરેખર દુનિયા તથા દીનને બરબાદ કરનાર છે

અને ઝુલ્મ ઈન્સાનને અલ્લાહથી દૂર કરનાર છે. અલ્લાહે ઝુલ્મને હરામ ઠેરવ્યો છે અને ઝાલિમો માટે સખત વઈદ ઉચ્ચારી અને અલ્લાહની રહમતથી વંચિત હોવાનું ફરમાવ્યું છે અને રૂસ્વાઈ-ઝિલ્લતી અને દુઃખ આપનાર અઝાબની વઈદ બયાન કરેલી છે.અલ્લાહનું ફરમાન છે : " ખબરદાર ! ધ્યાનથી સાંભળો, ઝાલિમો પર અલ્લાહની લા'નત(ફિટકાર) છે." (સૂરએ હૂદ)

હે મારા બંદાઓ..! તમે સૌ ગુમરાહ છો, પરંતુ તે બંદા જેઓને હું હિદાયત (સીધો માર્ગ) આપું. ઈન્સાન પેદા થયો ત્યારે કંઈ પણ જાણતો ન હતો. જો ઈન્સાનને તેની હાલત પર, વાસના પર છોડી દેવામાં આવત તો શયતાનો તેનો શિકાર કરી લેત અને તે શહવતો (વાસનાભૂખ)નો ભોગ બની જાત. એટલા જ માટે ઈન્સાન અલ્લાહનો ખૂબ મોહતાજ છે કે તે પોતાના પરવરદિગારનો ફરમાંબરદાર રહે, જેથી અલ્લાહ પાસે તૌફીક માંગે અને અલ્લાહ તેના દિલમાં સફળતા અને હિદાયતની વાતો નાંખે. અલ્લાહ ફરમાવે છે : " અને જે અલ્લાહને મજબૂતીથી પકડી રાખશે તે સીધા માર્ગ તરફ હિદાયત પામશે."(સૂરએ આલિ ઈમરાન) જ્યારે હિદાયત કામિયાબી અને નેક નસીબાનો પાયો છે. તે નજાતનો રસ્તો છે. અલ્લાહે મો'મીન બંદાઓ પર જરૂરી ઠેરવ્યું કે દરેક રાત–દિવસ ઓછામાં ઓછા સત્તર વાર અલ્લાહ પાસે હિદાયતની માંગણી કરે. નમાઝની દરેક રકા'તમાં કહે "અમને સીધા માર્ગે ચલાવજે."

હે મારા બંદાઓ..! તમે સર્વે ભૂખ્યા છો, પરંતુ જેને હું ખવડાવું.

સમગ્ર મખ્લૂક અલ્લાહની મોહતાજ છે અને અલ્લાહની

ઝાત બે–પરવા અને વખાણના લાયક છે. ઈન્સાન ભૂખ દૂર કરવાની અને પોતાના સતરને છુપાવવા માટે કપડાં પ્રાપ્ત કરવાની તાકાત રાખી શકતો નથી. પરંતુ તેટલા પ્રમાણમાં જેટલું તેના નસીબમાં અલ્લાહે લખી આપેલ છે. જો સર્વે ઈન્સાન અને સર્વે જિન્નાત ભેગા મળીને કોઈ પણ ઈન્સાનને ફાયદો પહોંચાડવા ચાહે તો જરા બરાબર પણ ફાયદો પહોંચાડી શકશે નહિ, પરંતુ તેટલો જ ફાયદો પહોંચાડી શકશે જેટલો અલ્લાહ તઆલાએ તેના નસીબમાં લખી આપ્યો છે.

એટલા જ માટે અલ્લાહ તઆલાએ આપણને તૈયાર કર્યા (ઉભાર્યા) કે અલ્લાહ પાસે રોજી માંગીએ અને એક અલ્લાહની ઝાત પર જ ભરોસો રાખીએ અને જાઈઝ અસ્બાબ પસંદ કરીને–જે અલ્લાહના અંકુશમાં છે–તેની ઉમ્મીદ રાખીએ.

હે મારા બંદાઓ..! તમે રાત–દિવસ ગુનાહ કરો છો. અને હું બધાં જ ગુનાહ માફ કરું છું, જેથી તમે મારી પાસે માફી માંગો, હું માફ કરી આપીશ.

આ આપણી ખરેખર હાલત છે. આપણે બધાં જ ગુનેહગાર છીએ, ખતા કરનાર છીએ અને આપણે બધા જ કુસૂરવાર છીએ. આપણે બધાંએ અલ્લાહથી મુખ ફેરવી લીધું છે. અલ્લાહનાં હુકમોનું પાલન કરવાથી રોકાયેલા છીએ અને બેકાર કામોંમાં મગ્ન છીએ. હવે આપણે અલ્લાહ તરફ માફી અને મોટી રહમત તરફ શોખ સાથે જઈએ. શું ઈન્સાન માટે જરૂરી નથી કે જ્યારે તે અલ્લાહની નાફરમાનીમાં પડેલો હોય તો તે સાચી નિય્યત અને નેકદિલી સાથે અલ્લાહ સામે રુજૂઅ થાય. ઈન્સાન કહેવા લાગે કે હું તે મહાન મા'બૂદ જેના સિવાય કોઈ બંદગીને લાયક નથી, તે હંમેશાથી જીવંત છે, તેની પકડ સખત

છે, તેની પાસે માફી માગું છું અને તેની પાસે તૌબા કરું છું. અલ્લાહ બંદાની તૌબાથી ખુશ થાય છે અને તેના ગુનાહ માફ કરી આપે છે અને તેના ગુનાહો–ખામીઓ પર પરદો નાંખી દે છે.

ખરેખર, ઈસ્તિગફાર (અલ્લાહથી માફી માંગવી) ગુનાહોને એ રીતે ખતમ (નષ્ટ) કરે છે જેમ કે તેજ તૂફાનવાળી હવા વૃક્ષોનાં પાદડાંઓ જ્યારે પાકી જાયછે તેને નષ્ટ કરે છે અને તૌબાથી અગાઉ કરેલા બધાં જ ગુનાહોને ખતમ કરી નાંખે છે, ભલેને તે ગુનાહો ઊંચા ઊંચા મહાન પહાડો જેવા હોય. તૌબાનો દરવાજો તૌબા કરનારા દરવાજાના ખખડાવનાર માટે ખુલ્લો છે, અહિયાં સુધી કે (કિયામતના નજીક) સુર્ય પશ્ચિમ (મગરિબ)થી નીકળે. એટલે કે કિયામત સુધી તૌબાનો દરવાજો ખુલ્લો છે. અલ્લા તઆલા કુરઆન શરીફમાં ફરમાવે છે : " હે મુહમ્મદ (સ.અ.વ.) ! આપ મારા બંદાઓને ફરમાવી દો કે હે મારા બંદાઓ..! જેઓએ ગુનાહો કરીને પોતાની ઝાત પર ઝુલ્મ કર્યો છે તેઓ અલ્લાહની રહમતથી નાઉમ્મીદ થશો નહિ. ખરેખર, અલ્લાહ તઆલા બધાં જ ગુનાહો માફ કરી આપશે. ખરેખર, અલ્લાહ તઆલા ખૂબ માફી આપવાવાળો મહેરબાન છે." (સૂરએ ઝુમર)

હે મારા બંદાઓ..! તમે સૌ મારું થોડુંક પણ નુકસાન કરી શકતા નથી, કે તમે મને નુકસાન પહોંચાડો અને થોડો પણ ફાયદો કરી શકતા નથી કે મને ફાયદો પહોંચાડો.

બધી જ મખ્લૂક અલ્લાહની છે. તેના કબજા અને તાબા હેઠળ છે. દરેક મખ્લૂક કમઝોર અને અલ્લાહની મોહતાજ છે. અલ્લાહની કુદરતની નિશાનીઓથી ઈન્સાન અલ્લાહને ઓળખી

શક્યો નથી અને અલ્લાહની નેઅમતોનો ઉપયોગ કરીને અલ્લાહની મુહબ્બત ઉત્પન્ન કરી શક્યો નથી. પોતાના ફાયદા પ્રાપ્ત કરવા માટે પણ નહિ. અને પોતાના નુકસાનના ખૌફથી પણ નહિ. ખરેખર, અલ્લાહનું એહસાન અને મહેરબાની ઈન્સાન સાથે છે.

જ્યારે જ્યારે પણ ઈન્સાનને તંદુરસ્તી અને તાકાત અલ્લાહ તરફથી આપવામાં આવ્યાં અને જ્યારે જ્યારે સમજ–બુદ્ધિ–પ્રગતિ આપવામાં આવ્યાં ત્યારે તે એવી જિંદગી ગુજારે છે અને સમજે છે કે તેને ફના અને ખતમ થવાનું જ નથી.

આકાશ અલ્લાહનાં કબજામાં એ રીતે છે, જેમકે તમારામાંથી કોઈના હાથમાં રાયનો દાણો કબજામાં હોય, ચાહે તો પકડી રાખે–ચાહે તો છોડી આપે, ચાહે તો ફના (ખતમ) કરી નાંખે અને ચાહે તો બાકી રાખે. કુરઆન શરીફમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે : " ખરેખર અલ્લાહે આસમાનોને બરબાદ થવાથી સાચવી રાખેલાં છે અને જો આસમાન બરબાદ થાય તો અલ્લાહ સિવાય તેને કોણ સાચવી શકે ? ખરેખર, અલ્લાહ તઆલા ખૂબ જ સમજવાળો અને સહેન કરવાવાળો અને માફ કરનાર છે." (સૂરએ ફાતિર)

હે મારા બંદાઓ..! તમારી પહેલાનાં અને છેવટનાં સર્વે ઈન્સાન અને જિન્નાત કોઈ એક વધુ પરહેઝગાર દિલ પર ભેગા થઈ જાય તો પણ મારી બાદશાહતમાં કંઈ પણ વધારો કરી શકશો નહિ.

જ્યારે અલ્લાહ તઆલા પોતાના બંદાઓને ફરમાંબરદારીનો હુકમ આપે છે અને નાફરમાનીથી રોકે છે, તો અલ્લાહ તઆલા તેઓની ઈસ્લાહ ફરમાવે છે, હાલાંકે અલ્લાહ

તેઓથી બેપરવા છે.

અલ્લાહની ઝાત દરેક ખામીથી પાક છે. સર્વે વખાણ તેને જ લાયક છે. અલ્લાહ સૌથી મોટો છે. અલ્લાહને કોઈની ઈતાઅત (ફરમાંબરદારી)થી કોઈ ફાયદો પહોંચતો નથી અને નાફરમાની કરનારની નાફરમાનીથી કોઈ નુકસાન પહોંચી શકતું નથી.

અલ્લાહ તઆલાનાં દરેક હુકમો અને દરેક મનાઈ હુકમો બંદાઓની ભલાઈ માટે છે, તેઓની દીન–દુનિયાના સુધારા માટે છે અને આખિરતની ભલાઈઓ માટે છે. અલ્લાહની ઝાત તાકાત રાખે છે કે આ સર્વે દુનિયાને ખતમ કરીને નવી મખ્લૂક પેદા કરે. કુરઆન શરીફમાં અલ્લાહપાક ફરમાવે છે : “ જો અલ્લાહ તઆલા ચાહે તો તમને સૌને ખતમ કરી નાંખે અને બીજાઓને પેદા કરે. અલ્લાહ તેમ કરવા ઈચ્છે તો પર શક્તિમાન છે.”(સૂરએ નિસાઅ) અલ્લાહ ફરમાવે છે : “ અમે જ્યારે કંઈ ચાહીએ છીએ તો કહીએ છીએ થઈ જા. તો તે તરત જ થઈ જાય છે.”(સૂરએ નહલ) અલ્લાહ તઆલા દરેક ચીજ પેદા કરવા પર તાકાત રાખે છે અને દરેક ચીજને ફના કરવા પર તાકાત રાખે છે. અલ્લાહ દરેક ચીજથી બેપરવા છે.

હે મારા બંદાઓ..! તમારા સૌથી પહેલાંનાં અને સૌથી છેવટનાં સૌ કોઈ અને બધાં જ ઈન્સાન અને જિન્નાત એક મેદાનમાં ભેગા થઈને મારાથી કંઈક માંગે તો હું દરેક ઈન્સાનની માંગણી પ્રમાણે આપું તો મારા ખજાના જે મારી પાસે છે, તેમાં કંઈ પણ કમી આવી શકશે નહિ. જેમ કે એક સોયને સમંદરમાં નાંખીને બહાર કાઢવાથી સમંદરનાં પાણીમાં કંઈ કમી થતી નથી.

આ આંખોદેખી ખબર છે અને ખૂબ જાહેર છે. અલ્લાહના ખજાના રાત–દિવસ ખૂબ ખર્ચ કરવા છતાંય કમ થતાં નથી.

કુર્આનમાં અલ્લાહનું ફરમાન છે : " અલ્લાહનાં બન્નેય હાથ (તાકાત) ફેલાયેલા છે, ખર્ચ કરે છે જેમ ચાહે છે"(સૂરએ માઈદહ). જે ખજાના ખૂબ ખર્ચ કરવા છતાં કમ થતા નથી. આપણે આકાશ-જમીનના વચમાં વાદળો જોઈએ છીએ, જે ખેંચાઈને જંગલોમાં ફેલાય છે. અલ્લાહ તે સર્વે વાદળોને ભેગા કરે છે અને તે વાદળો થપ્પ પર થપ્પ લગાવે છે. આપ જોશો કે વરસાદ તેની વચમાંથી નીકળે છે અને થોડી જ વારમાં જમીન ભીનાયેલી થઈ જાય છે. અને વાદીઓ (ઘાટીઓ) વેહવા લાગે છે અને નદીઓ ભરાઈ જાય છે અને રસ્તાઓ પાણીથી છલોછલ થઈ જાય છે અને તમે વાદળોને જોશો-નિહાળશો કે તેમાં કોઈ કમી થઈ નથી, બલ્કે વાદળો ઘણાં જ ઘટાટોપ ભેગા થાય છે. પાણીથી ભારી થઈને ખૂબ વરસાદ વરસાવે છે. પાક જાત છે અલ્લાહની. તેની દેણ પણ તેના હુકમથી અને રોકાણ પણ તેના હુકમથી. કુર્આનશરીફમાં અલ્લાહનું ફરમાન છે : " અલ્લાહનો હુકમ જ્યારે અલ્લાહ કંઈ ચાહે તો ફરમાવે છે 'કુન' થઈ જા, તો તરત જ થઈ જાય છે."(સૂરએ યાસીન)

અલ્લાહપાક પોતાની મખ્લૂકની મસ્લિહતો અને તેના અહેવાલ અને તેના અંજામથી ખૂબ જાણકાર છે. અલ્લાહ ફરમાવે છે : " જો પોતાનાં બંદાઓ માટે રોજી વધુ આપે તો બંદાઓ જમીનમાં સરકશ બની જાય અને બગાવત ફેલાવે. પરંતુ અલ્લાહ જેટલી ચાહે તેટલી રોજી આસમાન પરથી ઉતારે છે. ખરેખર, અલ્લાહ પોતાના બંદાઓને નિહાળનાર અને ખબરદાર છે"(સૂરએ શૂરા). પછી છેવટમાં અલ્લાહ તઆલાએ તેને વધુ વિસ્તારપૂર્વક ફરમાવ્યું :

હે મારા બંદાઓ..! તે તમારા સારા આ'માલ છે. હું

હિફાઝત સાથે તમારા માટે રાખું છું અને તેનો પૂરેપૂરો બદલો હું તમને આપીશ.

અલ્લાહ તઆલા પોતાની હિકમત અને રોજી અને પેદા કરવાની તાકાત અને ભલાઈનાં કામો કરવાનો આદેશ અને બુરાં કામોથી મનાઈ કરવા સંપૂર્ણ તાકાત જાહેર ફરમાવે છે, જેથી ફરમાંબરદાર અને ગુનેહગારની પૂરેપૂરી ઓળખ થઈ જાય. અલ્લાહ કુર્આનશરીફમાં ફરમાવે છે :"ત્યાં (કિયામતનાં દિવસે) દરેકને પોતાના કૃત્યો (કામો–આ'માલ)નો પૂરેપૂરો બદલો આપશે. તેઓ સાથે ઝુલ્મ કરવામાં નહિ આવે." (સૂરએ બકરહ)

જેણે ભલાઈનાં કામો કર્યા, તેઓ અલ્લાહ તરફથી તૌફીક અને હિદાયત મળવા બદલ અલ્લાહનો શુક્ર અદા કરે અને જેઓ ભલાઈ સિવાયનાં કામો કરે છે તેઓ પોતાની મરજીથી બુરા કામો કરે છે. તે પોતાને જ લા'ન તા'ન (બુરું ભલું) કહે.

અલ્લાહનાં બંદાઓ...! અલ્લાહથી ડરો અને અલ્લાહની કુદરતની નિશાનીઓ અને રહમતની નિશાનીઓ અને તેની નેઅમતોથી અલ્લાહની મા'રિફત (ઓળખ) પામો અને અલ્લાહ અને તેના પયગમ્બરની ફરમાંબરદારી કરી, નેક કામો કરીને અલ્લાહની નઝદીકી પ્રાપ્ત કરો અને જાણી લો કે આપણે અલ્લાહના મોહતાજ છીએ. હવે હંમેશાહંમેશ માટે તમે અલ્લાહથી જોડાયેલા રહો અને હંમેશા તેની પાસે હિદાયત અને તૌફીક માંગતા રહો. તમે પોતાની હાજતો અલ્લાહ સામે રાખો. ફક્ત અલ્લાહથી જ મદદ માંગો અને ફક્ત એક અલ્લાહ સામે જ તમારી તકલીફો–પરેશાનીઓ–બેચેનીઓ દૂર કરવાની યાચના કરો. ખરેખર, તે એકલો તે સર્વે કામો–મદદ કરવા પર શક્તિમાન છે. અલ્લાહની ઝાત સિવાય પયગમ્બરો તેમજ નેક

વ્યક્તિઓ–વલીઓ અને અલ્લાહનાં નજીકના બંદાઓ પોતે પોતાના માટે નફા–નુકસાનના માલિક નથી. પરંતુ જે અલ્લાહ ચાહે. તમે ખુશહાલીમાં અલ્લાહની મા'રિફત–ઈબાદત પ્રાપ્ત કરો તમારી કપરી હાલતમાં–તંગીમાં અલ્લાહ તમારી મદદ ફરમાવશે. ખરેખર, અલ્લાહ આપણાંથી નઝદીક છે, તે દુઆ માંગનારની દુઆ કબૂલ કરનાર છે, જ્યારે જ્યારે પણ બંદા દુઆ માંગે છે.

હે અલ્લાહ..! અમારા માટે કુર્આનેકરીમમાં બરકત અતા ફરમાવ, અને કુર્આનેઅઝીમથી અને અમારા નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીષો-તરીકાઓથી અમને લાભાન્વિત ફરમાવ અને અમારા દિલોમાં હિદાયતની વાતો નાંખ્યા કર અને અમારા નફસની બુરાઈઓથી અને અમારા બુરા અમલોથી અમારો બચાવ ફરમાવ અને અમને સીધા માર્ગે ચલાવ.

હું મારી આ વાત કહું છું અને મહાન ખુદાથી માફી ચાહું છું મારા માટે અને તમારા માટે અને બધાંજ મુસલમાનો માટે દરેક પ્રકારના ગુનાહોથી. તમે પણ અલ્લાહથી માફી ચાહો, કારણકે તે ખૂબ માફ કરનાર–મહેરબાન છે.

નોટ : આ આદરણીય ઈમામે હરમના અરબી ખુત્બહનું ગુજરાતી રૂપાંતર છે.

● ● ●



# વર્તમાન સંજોગો અને ભારતીય મુસલમાનો

## શયખુલ ઈસ્લામ હઝરત મવલાના હુસૈન અહમદ મદની (રહ.) નો એક દુર્લભ પત્ર

માનવંત સજ્જનો !

આ દુનિયા ઈમ્તિહાન, કસોટી અને અજમાઈશ માટે બનાવવામાં આવી છે. કસોટી કે અજમાઈશ, મુસીબતો અને યાતનાઓ તથા ઈનામો અને રાહતો બંને રીતે કરવામાં આવે છે અને જે જેટલો મુકર્રબ (નિકટવર્તી) હોય છે, એની અજમાઈશ એટલી જ વધુ સખત અને કઠોર હોય છે :

“અશદુન્નાસિ બલાઅન અલ અમ્બિયાઉ, ષુમ્મલ અમ્ષલ્ ફલ્ અમ્ષલ્.”

અર્થ : લોકોમાં સૌથી વધુ અજમાઈશ હઝરાતે અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામની થાય છે. એ પછી દરજા-બ-દરજા, ક્રમાનુસાર જે લોકો એમના નમૂનેદાર હોય તેમની થાય છે.

મારા મહેરબાન ! આવી મુસીબતો અને વિટંબણાઓથી ગભરાવું જોઈએ નહિ, બલકે ખુશ થવું જોઈએ કે એનાથી સ્પષ્ટ થાય છે કે અમને વધુ નિકટતા આપવાનો ઉદ્દેશ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પવિત્ર ઈરશાદ છે :

“મંય્યુરિદિલ્લાહુ બિહી ખયરન યુસીબુહૂ ફિદુન્યા.”

અર્થ : અલ્લાહ તઆલા જેની સાથે ભલાઈ કરવાનો ઈરાદો ફરમાવે છે. તેને દુનિયામાં મુસીબતોમાં સપડાવે છે.

બીજી એક રિવાયતમાં છે કે, “અલ્લાહ તઆલા પોતાના ખાસ બંદાઓને દુનિયામાં મુસીબતોમાં સપડાવીને દુન્યવી અનિષ્ટો, મલિનતાઓ અને ગુનાહોથી પાક–સાફ કરીને ઉઠાવે છે.”

અન્ય એક રિવાયતમાં છે કે, "મુસલમાનને કોઈ કષ્ટ અને કોઈ રંજગમ પહોંચતો નથી, અહિંયા સુધી કે એને કાંટો પણ ભોંકાય છે તો એની આ તકલીફ એના ગુનાહોની માફી અને દરજ્જાઓની બુલંદીનું નિમિત્ત બની જાય છે. હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પાનખર ઋતુમાં એક વૃક્ષને હલાવ્યું તો એનાં પાંદડાં ખરવા માંડયાં. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, મુસલમાનની બીમારી અને તકલીફોને કારણે તેના ગુનાહ એવી રીતે ખરે છે—માફ થાય છે, જેવી રીતે આ ઝાડનાં પાંદડાં ખરે છે."

આ કારણે આપણે આ મુસીબતોથી ગમગીન થવું જોઈએ નહિ અને ધીરજ તથા અડગતાથી રહેવું જોઈએ. તદ્ઉપરાંત, પરવરદિગારે આલમથી પોતાનો સંબંધ ઘનિષ્ઠ અને મજબૂત બનાવવામાં વધુથી વધુ કોશિશ કરવી જરૂરી છે, જેથી તે કુર્બ (સમીપતા) અને મકબૂલિયતનું ઈનામ આપણી ઉપર વધુથી વધુ ઉતારે. પરેશાન થવું, એની ઈબાદત અને ઝિક્રમાં કોતાહી કરવી, જીભ પર શિકાયત લાવવી એ સખત ગલતી છે. આપ ભાઈઓ પર ખરેખર ભારે મુસીબતો આવી છે અને જાહેરી રીતે જોવા જઈએ તો વાંક—ગુનાહ અને દોષ વગર જ મુસીબતો આવી છે, પરંતુ અલ્લાહ તઆલાના અંકુશ અને કુદરતમાં (જેના હુકમ અને ઈરાદા વગર એક રજકણ પણ હરકત કરી શકતી નથી) આથીય વધુ અને આથી પણ સખત હજારો, બલકે લાખો પ્રકારની મુસીબતો છે, પરંતુ આપ ભાઈઓને એમાં સપડાવ્યા નથી. આપના બિહાર રાજ્યમાં આથી વધીને મુસલમાનો પર શું શું મુસીબતો ઉતારવામાં આવી નથી અને સમગ્ર ભારતમાં શું શું થયું નથી ? એમને જુઓ અને અલ્લાહ તઆલાનો શુક્ર અદા

કરો. આ અવસર માત્ર સબ્રનો જ નથી, બલકે શુક્રનો પણ છે. અલ્લાહ તઆલાને શિકાયત કરો, પરંતુ શુક્રની સાથે શિકાયત કરો અને રહમતની વિનંતી કરો.

હું જ્યારે આપની જીભે બેચેની, વ્યાકુળતા અને અજંપાના શબ્દો જોઉં છું–સાંભળું છું, તો મને સખત રંજ થાય છે કે આપ કેવી ગફલતમાં ફસાઇ ગયા છો ? હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) તો જે દિવસે એમની ઉપર કોઇ મુસીબત આવતી ન હોતી તો રડતા હતા અને ફરમાવતા હતા કે માલુમ પડે છે કે આજે મારો મવલા, મારો સાચો માશૂક મારાથી ખફા છે કે મને કોઈ મુસીબત પહોંચાડી નથી. મારાથી કોઇ છેડછાડ કરી નથી ! પરંતુ આપણે એટલા બધા અબૂધ કે નાસમજ છીએ કે જરા અમસ્તી મુસીબતમાં ફસાઇ જઈએ છીએ તો શિકવા–શિકાયત કરવા માંડીએ છીએ. પોતાના સાચા મુન્ઈમ (નેઅમતો આપનાર)ની લાખો મૂલ્યવાન નેઅમતો અને તેના અસંખ્ય ઈનામો–ઉપકારોને તદ્દન ભૂલી જઈએ છીએ. જાગો અને મનોમંથન કરો ! એની ઈતાઅત, એના આજ્ઞાપાલન અને એના ઝિક્રમાં મશગૂલ થઇ જાઓ, ખાસ કરીને જ્યારે કે તેણે ફરમાવ્યું છે :

مَآ اَصَابَ مِنْ مُّصِيْبَةٍ فِي الْاَرْضِ وَلَا فِيْٓ اَنْفُسِكُمْ اِلَّا فِيْ
كِتٰبٍ مِّنْ قَبْلِ اَنْ نَّبْرَاَهَا ؕ اِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ﴿۲۲﴾
لِّكَيْلَا تَاْسَوْا عَلٰى مَا فَاتَكُمْ وَلَا تَفْرَحُوْا بِمَآ اٰتٰىكُمْ ؕ وَاللّٰهُ لَا
يُحِبُّ كُلَّ مُخْتَالٍ فَخُوْرِ ﴿۲۳﴾ (الحدید ۵۷:۲۲-۲۳)

"પૃથ્વીમાં જે પણ મુસીબતો આવે છે અને પ્રાણો કે જાનોમાં (માનવ શરીરમાં) જે પણ બીમારીઓ પેદા થાય છે–આ બધું પેદાઈશ પહેલાં જ એક કિતાબ (લવ્હે મહફૂઝ)માં લખાઈ ચૂક્યું હોય છે. આ સઘળું અલ્લાહ તઆલા માટે આસાન છે. અમે તમને એટલા માટે બતાવી દીધું છે કે જેથી તમે હાથમાંથી જતી રહેનારી ચીજ પર ગમગીન ન થાઓ અને હાથમાં આવનારી ચીજ પર ખુશ થઈને ગર્વ–ઘમંડ ન કરવા માંડો. અલ્લાહ તઆલા ગર્વિષ્ઠ લોકોને પસંદ ફરમાવતો નથી."(સૂ. હદીદ : ૨૨–૨૩)

તો શું કઝા–કદર (નિયતિ)ના સર્જનહારથી લડવું જોઈએ યા એની સામે આદરપૂર્વક રજૂ કે ધ્યાનસ્થ થઈને એની રઝામંદી અને ખુશનૂદી પ્રાપ્ત કરવાની ફિકર અને કોશિશ કરવી જોઈએ ? જે કાંઈ છે, તે બધું એનું જ છે. તે જેને ચાહે, જે ચીજને ચાહે છીનવી લે, કોઈએ શિકાયતના શબ્દ ઉચ્ચારવા અને દમ મારવો સખત ભૂલભરેલું છે.

يَفْعَلُ مَا يَشَآءُ ﴿٤٠﴾ (اٰلِ عمران ٣:٤٠)

અર્થ : "તે જે ચાહે તે કરે છે."

يَحْكُمُ مَا يُرِيْدُ ﴿١﴾ (المائدۃ ٥:١)

અર્થ : "તે જે ચાહે તેનો હુકમ કરે છે."

તે ચાહે તે કરે છે, એમાં એનાથી કોઈ પડપૂછ કરી શકતું નથી. બીજાઓ જે કાંઈ કરે છે, એમનાથી પડપૂછ કરવામાં આવે છે. તેણે કા'બા શરીફને સેંકડો વર્ષ સુધી બૂતખાનું યા મૂર્તિઘર

બનાવડાવ્યું. ત્રણ સો સાઠ બૂત બહાર અને અનેક બૂત અંદર મુકાવ્યાં અને કુફ્ર–શિર્ક જારી કરાવ્યું. બીજી તરફ મોટાં મોટાં બૂતખાનાઓને મસ્જિદમાં રૂપાંતરિત કરી દીધાં. એની બેનિયાઝીથી હંમેશા ડરવું જોઈએ અને એના લુત્ફો–કરમને હંમેશા કાકલૂદીપૂર્વક માંગવા જોઈએ. આ પણ નિયાઝમંદીની ફરજ છે. તે હઝરત ઝકરિય્યા (અલૈ.)ને આરીથી ચીરી નખાવે છે અને હઝરત યહ્યા (અલૈ.)ને કતલ કરાવી નાખે છે. શું તેઓ માસૂમ નબી ન હતા ? આ સૌ કુદરતના કારખાનાનાં રહસ્યો છે. કેમ આપ લોકો જાગતા હોવા છતાંય ગફલતમાં સપડાઈ ગયા છો ?

તે ઝાલિમ અને મહા અત્યાચારી હજ્જાજને ઢીલ આપે છે. તેના હાથે એક લાખથી વધુ નિર્દોષ મુસલમાનોને કતલ કરાવી નાખે છે. તે ચંગેઝ અને હલાકુ જેવા નિર્દય કાફિરોને મુસ્લિમ દેશો પર નિયુક્ત કરીને કરોડો મુસલમાનોને ફના કરાવી દે છે. તે તાતારીઓના હાથે કલ્પના બહારની મોટી મોટી મુસીબતો મુસ્લિમ દેશો અને શહેરો પર ઉતારે છે. આપના આ દેશમાં જ અંગ્રજોએ શું નથી કર્યું ? તેઓ કાફિર અને મુશરિક હતા. ઘણા અલ્લાહવાળાઓ એમના હાથે બરબાદ થયા.

મારા મુહતરમ ! આ કારણે પૃથ્વી અને આકાશોના સર્જનહાર તથા તમામ જગતોના પાલનહાર, મહા જલાલવંત શહેનશાહ અલ્લાહ તઆલાથી હંમેશા ડરતા રહેવું અને તેના રહમ–કરમ તેમજ માફી અને મગફિરતને માંગતાં રહેવું જ આપણી ફરજ છે. રંજ–ગમ અને શિકવા–શિકાયત કરવું એની સત્તા–કુદરતમાં દખલ દેવા અને બગાવત કરવા સમાન છે.

જરા વિચારો, સમજો અને સબ્ર–ધીરજ અને અડગતાની સાથે ફરાઇઝ અને ઈબાદતમાં મશગૂલ રહો.

તે પોતાની બેનિયાઝી છતાં પોતાના તમામ બંદાઓ અને ખાસ કરીને મુસલમાનો પર મા–બાપથી પણ વધુ કૃપાળુ, દયાળુ અને માયાળુ છે. તેની રહમતથી માયૂસ, નિરાશ કે હતાશ થવું કુફ્ર છે. તે દરેક વખતે આપણને જુએ છે, આપણી વાતોને સાંભળે છે, આપણાં દિલી ઈરાદાઓ અને ખતરાઓને જાણે છે. એની સામે જ શિકવા–શિકાયત અને રાવ–ફરિયાદ કરો. એનાથી નેઅમતો અને રહમતોની માંગણી કરો અને બસ.

મારો કહેવાનો મતલબ આ નથી કે કાનૂની કાર્યવાહી તથા જાહેરી અમન–અમાન કે શાંતિ–સલામતીના અસ્બાબને છોડી દેવામાં આવે. જાહેરી રીતે જે યોગ્ય સમજવામાં આવે, તેના પર (અવશ્ય) અમલ કરો, પરંતુ દિલ–દિમાગને પરેશાન અને આકુળ–વ્યાકુળ ન રાખો. અલ્લાહ તઆલાની યાદ અને તેની ઈબાદતમાં કશી ઊણપ કે કોતાહી ન કરો. અડગતા અને ઉચ્ચ હિંમતને હાથથી જતી ન કરો. કમઝોરોને મજબૂત દિલવાળા બનાવો અને ભયભીત બની ગયેલા લોકોને સંતોષિત કરો, આશ્વાસ્ત કરો, તેમના પ્રત્યે સહાનુભૂતિ દાખવો. દરેક જગ્યાએ અલ્લાહ તઆલા મવજૂદ છે. બધી જ મખ્લૂક તેના અંકુશમાં છે. તે સૌને જુએ છે અને સૌની વાત સાંભળે છે. કોઈ બીજું એની પકડ અને પડપૂછ કરી શકતું નથી. બોધ ગ્રહણ કરો અને પોતાના અખ્લાકની સુધારણા કરો. સૌને સમજાવો. ધીરજ અપાવો. જો અલ્લાહ તઆલા ચાહશે અને ખુશ હશે તો દુશ્મનોને પણ દોસ્ત બનાવી દેશે :

"અસલ્લાહુ અંય્યજ્ અ–લ બય્નકુમ...."

عَسَى اللّٰهُ اَنْ يَّجْعَلَ بَيْنَكُمْ وَبَيْنَ الَّذِيْنَ عَادَيْتُمْ مِّنْهُمْ مَّوَدَّةً ط (ممتحنة٦٠:٧)

અર્થ : ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા તમારા અને તમારા દુશ્મનોમાં દોસ્તી પેદા કરી દે. અલ્લાહ તઆલા સર્વ શકિતમાન અને ક્ષમાવાન, મહેરબાન છે.''

અને જો તે ચાહશે તો તમારા પુત્રો, પિતાઓ, સગાં–સ્નેહીઓ અને મિત્રોને દુશ્મન બનાવી દેશે. આ કારણે ફક્ત એનાથી જ લવ લગાવો. એની સામે જ રજૂ થાઓ અને કેવળ એનાથી જ ઉમ્મીદ બાંધો. જાહેરી અસ્બાબને અપનાવો, પરંતુ ભરોસો એ અસ્બાબ અને માધ્યમો પર ન મૂકો, ભરોસો તો માત્ર અલ્લાહ તઆલા પર જ રાખો :

وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿١٦٠﴾ (آل عمران٣:١٦٠)

અર્થ : અને અલ્લાહ તઆલા પર જ મુઅમિનોએ ભરોસો રાખવો જોઈએ.

અલ્લાહ તઆલા આપ સૌની ઉપર, અમારી ઉપર અને સમગ્ર ઉમ્મતે મુહમ્મદિય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર રહમ ફરમાવે અને આપણા સૌની કોતાહીઓ તથા આપણા બદ અમલોથી દુનિયા અને આખિરતમાં દરગુજર ફરમાવી પોતાની ઈચ્છા અને ખુશનૂદી પર ચાલવાની તવફીક અતા ફરમાવે, આમીન ! વસ્સલામ.

નંગે અસ્લાફ :
હુસૈન અહમદ ગુફિ–ર લહૂ
૨૪/રબીઉલ અવ્વલ, હિજરી સન. ૧૩૭૦
નવાગત : મુઝફ્ફરનગર
(સૌજન્ય : 'દારુલ ઉલૂમ' માસિક, દેવબંદ)

# સંપાદકની વિનંતી

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે, જે કોઈ મારા પર કોઈ કિતાબમાં દુરૂદ લખે તો જ્યાં સુધી એ કિતાબમાં મારું નામ રહેશે ત્યાં સુધી એ લખનારને સવાબ મળતો રહેશે.

અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતમાં છે કે, લખનાર વ્યક્તિ પર ફરિશ્તા દુરૂદ મોકલતા રહેશે. વળી, એક રિવાયતમાં એવો ઉલ્લેખ છે કે, લખનાર માટે ઈસ્તિગફાર કરતા રહે છે. ('ફઝાઈલે દુરૂદ શરીફ'' માંથી)

તો દુરૂદ શરીફની ઈશાઅત એટલે કે એના પ્રચાર–પ્રસાર કે ફેલાવામાં શક્ય એટલી કોશિશ કરવી જોઈએ. દુરૂદ શરીફ છપાવી પ્રગટ કરવાથી એની તબ્લીગ થશે–લોકો સુધી પહોંચશે અને જેટલા લોકો એને પઢશે, ઈન્શાઅલ્લાહ બારગાહે રહમતુલ લિલ્ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમમાં મકબૂલ થવાની સાથો સાથ આ કામ સદક–એ–જારિયહ લેખાશે. વળી, છપાવી પ્રગટ કરનારને દુરૂદ શરીફ પઢનારાઓ જેટલો સવાબ મળતો રહેશે :

''તે લોકોની મિસાલ કે જેઓ પોતાનો માલ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે, એક તે દાણા સમાન છે, જેમાંથી સાત કંઠીઓ ઊગે છે કે જેની દરેક કંઠીમાં સો-સો (૧૦૦/૧૦૦) દાણા હોય છે અને અલ્લાહ જેના માટે ચાહે છે બમણા કે સો (૧૦૦) ગણા કરી દે છે અને અલ્લાહ સર્વવ્યાપી અને સર્વજ્ઞ છે.''

(સૂરએ 'બકરહ' આયત નં. ૨૬૧)

**અંતમાં આ દુઆ છે :**

અલ્લાહ રબ્બુલ ઈઝઝત આપણને સીરતે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વાંચન, અભ્યાસ અને તેની ઉપર અમલ કરવાની તવફીક અતા ફરમાવે અને હૌઝે કવષર પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની લિકાઅ્ (દીદાર અને મુલાકાત) જેવી અઝીમ નેઅમત આપણા માટે મુકદ્દર ફરમાવી દે. આમીન યા રબ્બલ આલમીન !

● ● ●





اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوَاتُ وَالطَّيِّبَاتُ،
اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ
وَبَرَكَاتُهٗ. اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ
الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ
وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط



# જરૂરી નિવેદન તથા અપીલ

મારા દીની ભાઈઓ અને બહેનો !

આ કિતાબ "દુઆઓનો અણમોલ ખઝાનો" (પ્રકાશન નં. ૫૯૪) ગુજરાતીમાં પોતાના, પોતાની ફેમિલીના તથા પોતાના મર્હૂમોના સવાબ અર્થે છપાવવી હોય તો દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામય્યિહ ભરૂચ–કંથારીઆનો સીધો કોન્ટેકટ કરવા ગુઝારિશ.

મારા ભાઈઓ અને બહેનો ! આ શણભંગુર દુનિયા ત્યાગી દેવાય તે પહેલાં, માલ–સંગ્રહનો હિસાબ–કિતાબ પુછાય તે પહેલાં, માલ ગેર (અવળે) રસ્તે ઊપડી જાય તે પહેલાં કંઈક માલ–મત્તા અલ્લાહ તઆલાના માર્ગે ખર્ચ કરો. અલ્લાહ તઆલા સાથે પણ વેપાર કરતા જાઓ અને એ માટે સૌથી સરસ અને સારો માર્ગ ઈલ્મે દીન અને દીની કિતાબોના પ્રચારમાં નાણાં (પૈસા) ખર્ચ કરવા તે છે. એ જ "સદક–એ–જારિયહ" અને "બાકી રહેનાર નેકીઓ" છે, જે મરણ પછી પણ કામ લાગનાર છે. મૃત્યુ પછી પોતાનું નામ–એ –આ'માલ ચાલુ રહે તેનો આ ઘણો જ સારો અને બેહતરીન રસ્તો છે.

ઉમ્મતના માલદાર મુસલમાન મર્દો તથા અવરતોને ખાસ વિનંતી છે કે દીની સાહિત્ય (કિતાબો)ના પ્રચાર–પ્રસાર માટે ઉપયોગી પ્રકાશનો પ્રગટ કરવાના તથા છપાવવાના આ નેક કાર્યમાં દરેક પ્રકારે અમલી સાથ–સહકાર આપી સવાબે દારૈન હાસિલ કરો.

વધુ વિગત માટે દારુલ ઉલૂમના "પ્રકાશન વિભાગ" નો સંપર્ક કરવા વિનંતી :

(૧) (મવલાના) હસન ભડકોદ્રવી (સા.)
મો. નં : ૯૮૨૪૪૩૭૪૨ **Mo.** 9824437424

(૨) જનાબ ઈસ્હાક પટેલ સાહેબ
મો. નં : ૯૭૨૩૨૩૬૬૬૩ **Mo.** 9723236663

પ્રકાશન વિભાગ :
**દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,**
મુ.પો. કંથારીઆ, તા. જિ. ભરૂચ, ગુજરાત–ઈન્ડિયા.
**Ph.(02642) 257086, Fax (02642) 257480**

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰۤی اٰلِ مُحَمَّدٍ کَمَا
صَلَّیْتَ عَلٰۤی اِبْرَاھِیْمَ وَعَلٰۤی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ
حَمِیْدٌ مَّجِیْدٌ ط اَللّٰھُمَّ بَارِکْ عَلٰی مُحَمَّدٍ
وَّعَلٰۤی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰۤی اِبْرَاھِیْمَ
وَعَلٰۤی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط



ایاتها ۷ | ۱ سُوْرَةُ الْفَاتِحَةِ مَكِّيَّةٌ ۵ | رکوعها ۱

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ﴿۱﴾ الرَّحْمٰنِ
الرَّحِيْمِ ۙ﴿۲﴾ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ﴿۳﴾ؕ
اِيَّاكَ نَعْبُدُ وَ اِيَّاكَ نَسْتَعِيْنُ ﴿۴﴾ؕ
اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۙ﴿۵﴾ صِرَاطَ
الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ۬ غَيْرِ
الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَ لَا الضَّآلِّيْنَ ﴿۷﴾ؑ

# آیت الکرسی

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَیُّ الْقَیُّوْمُ ۬ۚ لَا
تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ لَهٗ مَا فِی السَّمٰوٰتِ
وَمَا فِی الْاَرْضِ ؕ مَنْ ذَا الَّذِیْ یَشْفَعُ
عِنْدَهٗۤ اِلَّا بِاِذْنِهٖ ؕ یَعْلَمُ مَا بَیْنَ اَیْدِیْهِمْ
وَمَا خَلْفَهُمْ ۚ وَلَا یُحِیْطُوْنَ بِشَیْءٍ مِّنْ عِلْمِهٖۤ
اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ كُرْسِیُّهُ السَّمٰوٰتِ
وَالْاَرْضَ ۚ وَلَا یَئُوْدُهٗ حِفْظُهُمَا ۚ وَهُوَ
الْعَلِیُّ الْعَظِیْمُ ﴿٢٥٥﴾ (البقرۃ۲:۲۵۵)



بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

اٰمَنَ الرَّسُوۡلُ بِمَاۤ اُنۡزِلَ اِلَیۡہِ مِنۡ رَّبِّہٖ وَالۡمُؤۡمِنُوۡنَ ؕ
کُلٌّ اٰمَنَ بِاللّٰہِ وَمَلٰٓئِکَتِہٖ وَکُتُبِہٖ وَرُسُلِہٖ ۟ لَا نُفَرِّقُ
بَیۡنَ اَحَدٍ مِّنۡ رُّسُلِہٖ ۟ وَقَالُوۡا سَمِعۡنَا وَاَطَعۡنَا ٭۫
غُفۡرَانَکَ رَبَّنَا وَاِلَیۡکَ الۡمَصِیۡرُ ﴿۲۸۵﴾ لَا یُکَلِّفُ اللّٰہُ
نَفۡسًا اِلَّا وُسۡعَہَا ؕ لَہَا مَا کَسَبَتۡ وَعَلَیۡہَا مَا
اکۡتَسَبَتۡ ؕ رَبَّنَا لَا تُؤَاخِذۡنَاۤ اِنۡ نَّسِیۡنَاۤ اَوۡ اَخۡطَاۡنَا ۚ
رَبَّنَا وَلَا تَحۡمِلۡ عَلَیۡنَاۤ اِصۡرًا کَمَا حَمَلۡتَہٗ عَلَی الَّذِیۡنَ
مِنۡ قَبۡلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلۡنَا مَا لَا طَاقَۃَ لَنَا بِہٖ ۚ
وَاعۡفُ عَنَّا ٝ وَاغۡفِرۡ لَنَا ٝ وَارۡحَمۡنَا ٝ اَنۡتَ مَوۡلٰنَا
فَانۡصُرۡنَا عَلَی الۡقَوۡمِ الۡکٰفِرِیۡنَ ﴿۲۸۶﴾ (البقرہ۲:۲۸۶)

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

شَہِدَ اللّٰہُ اَنَّہٗ لَاۤ اِلٰہَ اِلَّا ہُوَ ۙ
وَ الۡمَلٰٓئِکَۃُ وَ اُولُوا الۡعِلۡمِ قَآئِمًۢا بِالۡقِسۡطِ ؕ
لَاۤ اِلٰہَ اِلَّا ہُوَ الۡعَزِیۡزُ الۡحَکِیۡمُ ؕ ﴿۱۸﴾

(آل عمران ۳:۱۸)





بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

اَلۡحَمۡدُ لِلّٰہِ الَّذِیۡ خَلَقَ السَّمٰوٰتِ وَ الۡاَرۡضَ وَ جَعَلَ
الظُّلُمٰتِ وَ النُّوۡرَ ۬ؕ ثُمَّ الَّذِیۡنَ کَفَرُوۡا بِرَبِّہِمۡ یَعۡدِلُوۡنَ ﴿۱﴾
ہُوَ الَّذِیۡ خَلَقَکُمۡ مِّنۡ طِیۡنٍ ثُمَّ قَضٰۤی اَجَلًا ؕ وَ اَجَلٌ مُّسَمًّی
عِنۡدَہٗ ثُمَّ اَنۡتُمۡ تَمۡتَرُوۡنَ ﴿۲﴾ وَ ہُوَ اللّٰہُ فِی السَّمٰوٰتِ وَ فِی
الۡاَرۡضِ ؕ یَعۡلَمُ سِرَّکُمۡ وَ جَہۡرَکُمۡ وَ یَعۡلَمُ مَا تَکۡسِبُوۡنَ ﴿۳﴾

(الانعام ۶:۳، پارہ ۷)

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ تَوَاضَعَ كُلُّ شَیْءٍ
لِعَظْمَتِهٖ وَالْحَمْدُ لِلّٰهِ الَّذِیْ ذَلَّ كُلُّ
شَیْءٍ لِعِزَّتِهٖ وَالْحَمْدُ لِلّٰهِ الَّذِیْ خَضَعَ
كُلُّ شَیْءٍ لِمُلْكِهٖ وَالْحَمْدُ لِلّٰهِ الَّذِیْ
اِسْتَسْلَمَ كُلُّ شَیْءٍ لِقُدْرَتِهٖ ط

• • •

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ
اَحَدًا صَمَدًا لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ
وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ط

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ
مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ
وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ
مَّجِیْدٌ ط اَللّٰھُمَّ بَارِکْ عَلٰی مُحَمَّدٍ
وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰٓی
اِبْرَاھِیْمَ وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ
اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا صَلَّى اللّٰهُ
عَلَيْهِ وَسَلَّمَ بِمَا هُوَ اَهْلُهٗ ط

• • •



اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِّلْأَ السَّمٰوٰتِ
وَمِلْأَ الْاَرْضِ وَمِلْأَ الْعَرْشِ الْعَظِيْمِ ط

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّ
عَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ
وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ
الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

• • •

يَا حَيُّ يَا قَيُّوْمُ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِهٖ وَسَلِّمْ ط

(نزہۃ المجالس)



اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ الْقَائِمَةِ وَالصَّلٰوةِ

النَّافِعَةِ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّارْضَ عَنِّيْ رِضًا

لَا تَسْخَطُ بَعْدَهٗ اَبَدًا ط (مسند احمد)



اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كُلَّمَا

ذَكَرَهُ الذَّاكِرُوْنَ، وَكُلَّمَا غَفَلَ عَنْ

ذِكْرِهِ الْغَافِلُوْنَ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ
كَمَا تُحِبُّ وَتَرْضٰى لَهٗ ط
(ذریعۃ الوصول)

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ
عِنْدَكَ يَوْمَ الْقِيٰمَةِ ط (طبرانی)

اَللّٰهُمَّ رَبَّ مُحَمَّدٍ صَلِّ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّاجْزِ مُحَمَّدًا
صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَا هُوَ اَهْلُهٗ ط

صَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ وَّجَزَاهُ
عَنَّا مَا هُوَ اَهْلُهٗ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
سَيِّدِنَا مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ
وَكُلَّمَا سَهٰى عَنْهُ الْغَافِلُوْنَ ط

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كَمَا اَنْتَ اَهْلُهٗ. فَصَلِّ عَلٰى
مُحَمَّدٍ كَمَا اَنْتَ اَهْلُهٗ. وَافْعَلْ بِنَا مَا اَنْتَ
اَهْلُهٗ. فَاِنَّكَ اَهْلُ التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةِ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ
وَعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِهٖ
صَلٰوةً اَنْتَ لَهَا اَهْلٌ وَّهُوَلَهَا اَهْلٌ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ عَدَدَ
مَنْ صَلّٰى عَلَيْهِ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا
مُحَمَّدٍ عَدَدَ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ،
اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا
تَنْبَغِيْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدِنِ النَّبِیِّ الْاُمِّیِّ وَعَلٰٓی اٰلِہٖ وَاَصْحَابِہٖ وَسَلِّمْ عَدَدَ مَا عَلِمْتَ وَزِیْنَۃَ مَا عَلِمْتَ وَمِلْأَ مَا عَلِمْتَ ط

• • •

اَللّٰھُمَّ اجْعَلْ صَلٰوتِکَ وَبَرَکَاتِکَ عَلٰی مُحَمَّدِنِ النَّبِیِّ وَاَزْوَاجِہٖ اُمَّھَاتِ الْمُؤْمِنِیْنَ وَذُرِّیّٰتِہٖ وَاَھْلِ بَیْتِہٖ کَمَا صَلَّیْتَ عَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط

• • •

اَللّٰھُمَّ صَلِّ عَلَی النَّبِیِّ مُحَمَّدٍ حَتّٰی لَا یَبْقٰی مِنْ صَلٰوتِکَ شَیْءٌ وَّبَارِکْ عَلَی النَّبِیِّ مُحَمَّدٍ حَتّٰی لَا یَبْقٰی مِنْ بَرَکَاتِکَ شَیْءٌ وَّارْحَمِ النَّبِیَّ حَتّٰی لَا یَبْقٰی مِنْ رَّحْمَتِکَ شَیْءٌ وَّسَلِّمْ عَلَی النَّبِیِّ مُحَمَّدٍ حَتّٰی لَا یَبْقٰی مِنْ سَلَامِکَ شَیْءٌ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِهٖ وَاَصْحَابِهٖ
وَاَوْلَادِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيّٰتِهٖ وَاَهْلِ بَيْتِهٖ
وَاَصْهَارِهٖ وَاَنْصَارِهٖ وَاَشْيَاعِهٖ وَمُحِبِّيْهِ وَاُمَّتِهٖ
وَعَلَيْنَا مَعَهُمْ اَجْمَعِيْنَ يَا اَرْحَمَ الرّٰحِمِيْنَ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا
صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ
حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوَاتُ وَالطَّيِّبَاتُ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

يَا رَبِّ لَكَ الْحَمْدُ كَمَا يَنْبَغِيْ لِجَلَالِ وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ ط

يَا رَبِّ صَلِّ وَسَلِّمْ دَائِمًا اَبَدًا عَلٰى حَبِيْبِكَ خَيْرِ الْخَلْقِ كُلِّهِمِ

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ
مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ؕ رَضِيْتُ
بِاللّٰهِ رَبًّا وَّ بِالْاِسْلَامِ دِيْنًا وَّ بِمُحَمَّدٍ
(صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ) نَبِيًّا وَّ رَسُوْلًا ؕ

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ
وَاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ وَاَنَّ عِيْسٰى
عَبْدُ اللّٰهِ وَرَسُوْلُهٗ وَابْنُ اَمَتِهٖ وَكَلِمَتُهٗ
اَلْقَاهَا اِلٰى مَرْيَمَ وَرُوْحٌ مِّنْهُ وَاَنَّ الْجَنَّةَ
حَقٌّ وَّ النَّارَ حَقٌّ ؕ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ
صَلٰوةً تَكُوْنُ لَكَ رِضَاءً وَّ لِحَقِّهٖ اَدَاءً
وَّاَعْطِهِ الْوَسِيْلَةَ وَالْمَقَامَ الَّذِىْ وَعَدْتَّهٗ ؕ

اَللّٰهُمَّ اِنَّكَ تَعْلَمُ سِرِّىْ وَعَلَانِيَّتِىْ
فَاَقْبَلْ مَعْذِرَتِىْ وَتَعْلَمُ حَاجَتِىْ فَاَعْطِنِىْ
سُؤَالِىْ وَتَعْلَمُ مَا فِىْ نَفْسِىْ فَاغْفِرْلِىْ
ذَنْبِىْ. اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ اِيْمَانًا يُّبَاشِرُ
قَلْبِىْ وَيَقِيْنًا صَادِقًا حَتّٰى اَعْلَمَ اَنَّهٗ
لَايُصِيْبُنِىْ اِلَّامَا كَتَبْتَ لِىْ وَرِضًا ۢ بِمَا
قَسَمْتَ لِىْ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط (طبرانی وبیہقی)

•••

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا وَمَوْلَانَا
مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ
صَلٰوةً دَائِمَةً مَّقْبُوْلَةً تُؤَدِّىْ بِهَا عَنَّا
حَقَّهُ الْعَظِيْمِ ط كَمَا تُحِبُّ وَتَرْضٰى
عَدَدَ مَا تُحِبُّ وَتَرْضٰى ط